ચાતુર્ય જ્ઞાન અને સુબોધ સાથે આનંદ આપનાર.

# રાજાભોજ

અને

# કાળિદાસ.

ભાગ ૧ થી ૫ સુધી.



છપાવી પ્રસિદ્ધ કર્તા,

## મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે—બુકસેલર.

પુસ્તકાલય—અમદાવાદ.





આવૃતિ ૫ મી. પ્રત ૪૦૦૦ સને ૧૯૨૫

શ્રી પ્રજાહીતાર્થ પ્રીન્ટીંગ પ્રેસમાં પા. સોમાભાઇ દલપતરામે
છાપ્યું. શાહપુર નવીપોળ—અમદાવાદ.

કિંમત ૦-૧૦-૦

ગમ્મત સાથે જ્ઞાન આપનાર વારતાઓનો મોટો સંગ્રહ.



# બીરબલ વિનોદ.



અપૂર્વ ગમ્મત સાથે જ્ઞાન આપનારી રમુજી વારતાઓનો આ એક મોટો સંગ્રહ છે. બીરબલ અને અકબર સંબંધમાં આજ સુધી ઘણા પુસ્તક બહાર પડયા છે તે સર્વમાં આ પુસ્તક સરલતામાં, છપાઇમાં, શુદ્ધતામાં અને વારતાના સંગ્રહમાં સર્વથી શ્રેષ્ઠ છે, ઘણાજ સંશોધન પછી આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. આમા એકથી એક અતિ રસીક વારતાઓનો ઘણો સારો સંગ્રહ છે નાના નાના છોકરાઓને વાંચી શકાય તેવા સુવાચ્ય ટાઇપમાં છપાવ્યું છે. આ માંની એક વારતા તમે વાંચશો તો તમને તે પેટ પકડી પકડીને હસાવશે. ખરેખર આ પુસ્તક સુબોધનો સાગર, ડહાપણનો દરીયાવ, ગમ્મતની ગુલાબદાનીઓ હાસ્યનો હોજજ છે. આ પુસ્તક વાંચવાથી માણસ બોલચાલમાં ઘણો કુશળ થાય છે. વિશેષ ખાત્રી પુસ્તક વાંચવાથીજ થશે. પાકું પુંઠું, ગ્લેજ કાગળ સુંદર છપાઇ છતાં કિંમત રૂ. ૧—૮—૦ પોસ્ટેજ ૬ આના.

બધી જાતનાં પુસ્તકો મળવાનું ઠેકાણું.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર**

ત્રણ દરવાજા—અમદાવાદ

શ્રી વિશ્વનાથ પ્રસન્નોસ્તુ !

શ્રી

# ભોજ અને કાલિદાસ

## એઓની

અપુર્વ આનંદ સાથે સુબોધ આપનારી

વાર્ત્તાઓનો

## ભાગ પહેલો.

---

### વારતા ૧ લી.

### પતિવ્રતાપણાની મહત્તા.

એક સમય મહારાજા ભોજ પોતાની ઉજ્જયની નગરીની ચર્ચા જોવા એકલોજ ગુપ્ત વેષ વડે વિચરતો એક બ્રાહ્મણના ઘર આગળ જઇ પહોંચ્યો અને કમાડના છીદ્ર દ્વારાએ ગૃહમાં નજર કરી તો કોઇ અજબ ચમત્કાર દ્રષ્ટિગોચર થયો. એટલે તે બ્રાહ્મણની સ્ત્રી નિદ્રાવશ્ય થયેલા પોતાના પતીનું પોતાના ખોળામાં મસ્તક રાખી બેઠેલી તે વખતે તેનો અણુસમજુ બાળક પુત્ર ઘરની અંદર રમતો હતો, તે રમતો રમતો અગ્નિના કુંડ પાસે ગયો એટલુંજ નહીં પણ તે અગ્નિના કુંડમાં પડી ગયો તે જોઇ તેની માતા મનમાં વીચારવા લાગી કેઃ—જો

હું બાળકને બચાવવા જાઉં છું તો મારા પ્રાણપતીની નિદ્રાનો ભંગ થાય છે અને તેથી મારો સત્ય ધર્મ પણ નષ્ટ થાય છે માટે 'ઇશ્વર ઇચ્છા બળવાન છે.' જે થશે તે ખરૂં; પરંતુ પતિ સેવામાં ખામી આવવા દેવી નહિ!' એમ વિચારી તે સતિ સાધ્વી પોતાના બાળકનું રક્ષણ કરવા વૈશ્વદેવ—અગ્નિને પ્રાર્થના કરવા લાગી કે:—

"હે યજ્ઞેશ્વર! તું સંપૂર્ણ કર્મોનો સાક્ષી છે અને સંપૂર્ણ ધર્મોને જાણે છે; તેમજ હું પતિ સેવામાં તત્પર કિંવા પતિ ધર્મમાં પરાધીન હોવાને લીધે મારા અજ્ઞાન બાળકને પકડી લેઇ શકતી નથી તે પણ આપ જાણો છો, એટલાજ માટે મારા બાળક ઉપર કૃપા કરી દગ્ધ કરતા નહીં."

તદનંતર તે બાળક અગ્નિમાં પડયા છતાં પણ અરધી ઘડી સુધી તેમાં આનંદ સાથે રમ્યાજ કરતું રહ્યું; તથા તેનું મુખ પણ પ્રસન્ન રહ્યું હતું અને તે પતિવ્રતા—સતિ પણ પોતાના ધર્મમાં અડગ રહી.

અડધી ઘડી પછી પોતાનો સ્વામી સ્વાભાવેજ નિંદ્રાથી જાગ્રતમાન થયો કે સતિએ તુરત અગ્નિમાં પડેલા પોતાના બાળકને ઉચકી લેઇ પ્રેમાલિંગનસહ ચુંબન કર્યું.

ઉપરનો બનાવ જોઈ મહારાજાભોજ અતિ આશ્ચર્ય પામ્યો અને તે સ્ત્રીના પરમ ધર્મની સરાહના કરતો વિચારવા લાગ્યો કે:—'મારાં પણ અહોભાગ્ય છે! કે આવી સુશિલા—સાધ્વી સતી મારા નગરમાં વસે છે! ધન્ય છે તેના પતીવ્રત ધર્મને!!! અહા! પૂર્વના પ્રસિદ્ધ આર્ય ગ્રંથોમાં જે પતિવ્રતાના ધર્મનો અનહદ મહિમા વર્ણવેલો છે તે અક્ષરસઃ સત્ય છે'।

પુનઃ પ્રાતઃકાળે રાજ સભામાં આવી સિંહાસન ઉપર વિરાજમાન થયો તે વખતે રાત્રીની જોએલી હકીકત વિષે એક પાદ પુરતીનું ચોથું ચરણ બનાવી પોતાના સર્વ પંડિતો પ્રત્યે પુછવા લાગ્યો કેઃ—**हुताशनश्चंदनपंकशीतलः** અગ્નિ ચંદનના કાદવની સમાન શાથી ઠંડો થઇ ગયો '?

આ પ્રમાણે સર્વ પંડિતો પ્રત્યે પ્રશ્ન કરવામાં આવ્યું, પણ કોઇ તે પાદ પૂરતી કરી આપી શકયા નહિ, છેવટે પોતાની સભામાં સૃંગાર રૂપ કાલિદાસ પ્રતો પુછ્યું કે તરત નીચે પ્રમાણે ત્રણ ચરણ (પદ) કરી સંભળાવ્યા.

सुतं पतंतं प्रसमक्ष्यि पावके । न बोधया मास पतिं पतिव्रता ॥
तदाभवत्तत्पति भक्तिगौरवात् । हूताशनश्चंदनपंक शीतलः ॥१॥

ભાવાર્થ—પુત્રને અગ્નિમાં પડેલો જોયો છતાં પોતાના પતિને જગાડયો નહી તે સમય તેની પતિભક્તિથી ગૌરવતા (પ્રભાવ)થી અગ્નિ ચંદનના કાદવની માફક ઠંડો થઈ ગયો।

આ પ્રમાણે કાલિદાસનાં વચનો પોતાના અભિપ્રાયને મળતાં જોઇ અતિ આશ્ચર્ય પામ્યો અને વરદાઇ કાલિદાસને પ્રેમ પુરઃ સર પ્રમાણુ કરી યોગ્ય સરપાવ બક્ષ્યો.

વારતાનો સાર એ છે કે—જે પતિવ્રતા સ્ત્રીઓ હોય તે તેમના અખંડ પતિધર્મના પ્રભાવથી સર્વ દેવો અને સર્વને બાળી ભસ્મ કરનાર અગ્નિ પણ આધીન રહે છે અને તેનાં સર્વ સંકટો નાશ કરે છે; માટે જેમ બને તેમ પતિવ્રતા ધર્મ પાળવામાં સ્ત્રીઓએ તત્પર રહેવું.

---

## વારતા બીજી.

### પાદ પુરતીની ચમત્કૃતી.

એક સમય ગ્રીષ્મ ૠતુ (ઉન્હાળા) માં મહારાજા ભોજ પોતાના રણુવાસમાં વિહાર કરતા થકા ધુપ-તડકાની ગરમીથી તપેલા-અ-કળાએલા કોઈ રાણીને પ્રેમાલિંગન ન દેતાં ફક્ત રાણીઓની સંગાથે રસભરી વારતાઓ અને ગરમીને શાંત કરનાર ચંદન, ગુલાબજળાદિ શિતોપચારના સુખનો અનુભવ કરી રણુવાસમાંજ નિંદ્રાવશ્ય થયા જ્યારે પ્રભાતે ઉઠી નિત્યનિયમ કરી રાજ્યસભામાં પ્રવિષ્ટ થયા ત્યારે આનંદથી રાતે બનેલી હકીકત વિષેનું પંડીતો અગાડી પૂર્વાર્ધ કહી તેનો ખુલાસો પૂછવા લાગ્યા કેઃ—

**मरुदागमवार्त्तयापिशून्य । समयेजाग्रतिसंप्रवृद्धएव.'**

પવન આવવાની જ્યાં વાત પણ નથી. એવો સંપવૃદ્ધ સમયના પ્રબળપણાથી—ઉપરનું પૂર્વાર્દ્ધ સાંભળી ભવભૂતિ નામનો પંડિત બોલ્યો કેઃ—

**उरगी शिशवे बुभुक्षवे स्त्वामदिशत्फत्कृतिमाननानिलेन—**

સર્પિણી પોતાના ભૂખ્યાં બાળકોને તૃપ્ત કરવા પોતાના મુખના વાયુવડે કરીને પોતે ફુંક દેવા લાગી. આ પ્રમાણે ભવભૂતિનું કહેવું સાંભળ્યું તદપિ ભોજરાયનો અભિપ્રાય તેથી પૂર્ણ થયો નહી; પરંતુ ભવભૂતિના માનની ખાતર બોલ્યા કે, ' । હે ભવભૂતિ ! તમોએ લોકોકિત ઘણી જ સુંદર વર્ણવી એટલુંજ બોલી કટાક્ષથી કાલીદાસ તરફ નિહાળવા લાગ્યો તેથી કાલિદાસ મહારાજાનો મનનો ભાવ સમજી બોલ્યો કેઃ—

अबलासु विलसिनो न्वक्षुत नयनैरवे नवोपमूहनानि.

તે વખતે વિલાસી-ભોગી પુરૂષનો સ્ત્રિયો વિષે નવીન મેલાપ નેત્રોએ કરીનેજ થયો અર્થાત્ ભોગી પુરૂષો નેત્રોથીજ સ્ત્રીઓને જોઇ પ્રસન્ન થયા; પરંતુ અન્ય વિલાસ થઇ શકયો નહી કારણ કે અન્ય વિલાસમાં પવન બદ્ધ હોવાથી ગરમી માલમ થવા લાગી; માટે કેવળ જોઇનેજ ખુશ થયા.

કાલિદાસના કહેલા ઉત્તરાર્ધની સાથે પોતાનો અભિપ્રાય બરોબર મળતો આવવાથી બહુજ પ્રસન્ન થયો અને કાલિદાસને વીશેષ પ્રેમથી ચાહવા લાગ્યો.

વાર્તાનો સાર એ છે કે—કોઈ પણ માણુસ પ્રશ્ન પુછે કે તેનો પ્રત્યુત્તર વાળતાં પહેલાં તે પ્રશ્ન કરનાર માણુસની આકૃતિ, રીતભાત, રસરંગ, સમય અને અધીકાર તરફ પૂર્ણ રીતે લક્ષ આપી ઉત્તર આપવો જેથી પોતાનો માન મરતબો વધે છે અને પોતાનાં ધારેલાં કાર્યો પણ પાર પડે છે; માટે નિરંતર પુર્વાપરનાં સર્વ કારણો વિચારી પ્રશ્નોત્તર કરવો.

---

## વારતા ત્રીજી.

### જ્ઞાતિભાઇ તે કોને કહેવો ?

એક સમય ભોજરાજા પંડિતોની સભા ભરી કચેરીમાં વીરાજમાન થયો હતો તે વખતે એક દારીદ્રથી પીડાએલા દુર્ગનાથ નામના પંડીતે આશીર્વાદ આપ્યો કે—' त्रिपीडास्तु दिनेदिने ' આ પ્રમાણે આશીર્વાદ સાંભળી ભોજરાજા ઘણોજ ક્રોધાયમાન થયો અને

અપમાન કરી સેવકોદ્વારા કચેરીની બ્હાર હાંકી કઢાવ્યો, તેથી બીચારો બ્રાહ્મણ પ્રારબ્ધને દોષ દેતો નીરાશ થઇ ઉષ્ણ આંસુડાં નીગાળતો રસ્તે પડયો; પરંતુ તેના પુન્યબળવડે કરી રસ્તામાં કાલીદાસની ભેટ થઇ અને દીલગીર થવાનું કારણ પૂછ્યું ત્યારે તેણે કચેરીમાં બનેલી સઘળી હકીકત નીવેદન કરી.

જગતમાં અનેક પ્રકારનાં દુઃખો છે પણ જેવું પોતાનું કોઇ રૂબરૂમા લોકો દેખતાં અપમાન કરે તે સામાન અન્ય કોઇ મોટું દુઃખદાઇ કષ્ટ છેજ નહીં, તેથીજ બીચારા વસ્રુ વિનાના વિદ્વાનને ઘણુંજ માઠું લાગ્યું હતું તે જોઇ કાલિદાસે કહ્યું કે:—'માહારાજ! આપ જરા અહીંયાં સ્વસ્થ ચીત્ત કરી બેસો હું એજ આપના આશિર્વાદથી માહારાજાનું મન રંજન કરી આપના ભાગ્ય પ્રમાણે સત્કાર અને શિરપાવ અપાવીશ' એમ કહી પોતે રાજદ્વાર ભણી ચાલ્યો અને વિચારવા લાગ્યો કે—અધીકાર પામી જે માણસો પોતાના દેશની પોતાના ગ્નાતીભાઇઓની તથા વિદ્વાનોની કે ગુણીજનોની દાઝ હૈયે ધરી બનતી સહાયતા આપતા નથી તો તેને મહા નીચમાં નીચ ગણવા; કેમકે અધીકારતો પર્વતની નદીના પૂર સમાન છે, છે, છે, અને નથી! તો તેવા સમયમાં જેનું આપણાથી ભલું થાય તેનું બનતી તાકીદે કરવું એજ ડહાપણ અને કુલીનતા! તેમજ આશા સર્વને સરખીજ હોય છે માટે વહેતી ગંગા વખતે જે જેના નસિબમાં હોય તેટલા જળનો ભલે લાભ લે એમ વિચારતો રાજકચેરીમાં જઇ સ્વસ્તી કહી હમેશના નીયમ પ્રમાણે યોગ્ય આસને બેઠો. એટલે ભોજરાજે '**ત્રિપીબાસ્તુ ચિને-ચિને**' એ સમસ્યા કાલીદાસને કહી સંભળાવી કે તુરત પાછળના ત્રણ પદ કાળીદાસ બોલ્યો કે.—

**प्रदाने विप्र पिडास्तु । क्षुध पीडास्तु भोजने ॥**
**शयने पति पीडास्तु त्रिपीडास्तु दिने दिने ॥ १ ॥**

' હે નરેંદ્ર તમોને દાન આપતી વખતે દાન લેવાવાળા બ્રાહ્મણો પીડા એટલે કંટાળો આપજો જેથી કરી સુકીર્તિ દીગંતમાં પ્રસરે તેમજ ભોજન વખતે બાળકો કંટાળો આપજો અર્થાત વિશેષ સંતતી થાઓ અને નીંદ્રા વખતે તમારી ધર્મ પત્નિઓ અનેક પ્રકારના વિલાસથી કંટાળો આપજો જેથી નીરંતર તમારૂં ચીત આનંદીત રહે આ પ્રકારની ત્રણુ પીડા તમને નિરંતર થજો.

આ પ્રમાણે જ્યારે કાલીદાસના મુખથી આશીર્વાદનો ભાવાર્થ શ્રવણ કર્યો ત્યારે ભોજરાજને બહુજ પશ્ચાતાપ થયો કે-'વીના વીચાર્યે નાહક સાક્ષર બ્રાહ્મણનું મેં અપમાન કર્યું ખરેજ મનુષ્ય માત્રને એકદમ વીચાર કર્યા વીના સાહસપણે કોઇ પણ કામ કરવું એ મોટી ભૂલ છે.' એમ વિચારી સેવકોદ્વાગ તે બ્રાહ્મણની શોધ કરાવી ને નીરાશ થઇ બેઠેલો વીપ્ર હાથ લાગવાથી તેને કચેરીમાં લેઇ ગયા અને ભોજરાજે કરેલા અપમાનની ક્ષમા માગી. મહા સંપત્તિ આપી સંતુષ્ટ કરી શુભાશીર્વાદને વધાવી લીધો.

તેમજ તે બ્રાહ્મણ કાલિદાસનો મોટો આભાર-ઉપકાર માનતો પોતાને સ્થાનકે ગયો.

વાર્ત્તાનો સાર એ છે કે—

કાન ચઢી કલમ કારભારીનકું સાન દેન
ક્યોં માન મેરાતો નફા હૈ બહોતેરોસો,
આપ પહલોક પરલોકકો સર્યો ન કાજ

તો તો સબ લોક કહે હોક જગ ફેરોસો;
ચાલોગે કુચાલતો પરોગે જમ જાલ માંહે
કહે ' જેઠાલાલ ' ખ્યાલ બાજીગર કરોસો,
પાટ અધીકાર ના કરોગે ઉપકાર ઔર
કછુ બાર બાર તો અંતે વ્હે મુખ મેરેસો.

માટે જેમ બને તેમ પોતપોતાના અધીકાર પ્રમાણે પરોપકાર કરી લેવો.

---

## વારતા ચોથી.

### દીનમણીનું ડહાપણ!

એક સમય મહારાજા ભોજ અને કાલીદાસ એક સુંદર બગીચાની અંદર સુવાસીત રમણીય પુષ્પોની સુગંધ લેતા ફરતા હતા, તે સમયમાં એક દીનમણી નામનો પંડીત માહારાજાની ભેટ લેવા સારૂ તે સ્થળે આવ્યો અને ભેટ લેઇ મહારાજાની પ્રસન્ન કરી લીધા પછી તે કવીને પોતાની સાથેજ લેઇ પુનઃ બગીચામાં ફરવા લાગ્યા તે વખતે દીનમણી પોતાની વિદ્વતા બતાવવા બોલ્યા કે—

गृण्हात्येष रणे शिरोप्यतिजवं कर्षत्यसौ वाजिनं ॥
धृत्वाचर्मधनुः प्रयाति सततं संग्राम भूमावपि ॥
द्युतंचौर्य परस्त्रियंच सपथं जानात्ति नायंकरो ॥

જુઓ આ ડાબો હાથ છે તે જોકે જમણા હાથથી ઉતરતી પંક્તિનો છે તદપી તે મોટાં કામો કરેછે. એટલે—રણુસગ્રામમાં પ્રથમ ડાબો હાથ શતરૂના માથાનો વાળ પકડી લેછે ત્યાર પછી જમણો હાથ

માથું કાપી શકે છે, વળી ઘોડા ઉપર સ્વાર થતાં પ્રથમ ડાબો હાથ લગામ પકડે છે બાદ જમણા હાથ વડે સ્વાર થવાય છે, તેમજ યુદ્ધ વખતે પ્રથમ ડાબો હાથ કે ધનુષ્ય પકડયા પછી જમણો હાથ ખડ્ગ કે તીર પકડી શતરૂ ઉપર ચલાવી શકે છે તથા ડાબા હાથથી નીદીત કર્મો જેવાં કે—જુગટું ખેલવું ચોરી કરવી, પરસ્ત્રીને અંગીકાર કરવી અને વચન આપવું વગેરે વગેરે નીંદ્યકર્મો તેનાથી બીલકુલ થવાનાંજ નહીં. એ પ્રકારના ડાબા હાથમાં ઉચ્ચ પ્રકારના મહાન્ ગુણો રહેલા છે હવે બાકીના ગુણો કાલીદાસ પંડીત મારા શ્લોકનું ચોથુ ચરણ પૂર્ણ કરી દેશે તેનું શ્રવણ કરો.

આ પ્રમાણે વ્યંગ વચનો વડે ડાબા હાથને બ્હાને ડાબા હાથને ગ્રહણ કરેલ દીનમણીએ પોતાની મહત્તા સ્થાપન કરવા યુક્તિ ચલાવી પરંતુ કાલિદાસ કાંઇ તે પંડીતથી કોઇ વાતે ન્યુંનતા ધરાવતો કે બીહેં-દબાય તેવો ન્હોતો તેથી તેનાજ વચનો તેનેજ લજ્જીત કરે તેવી ચોથા પદમાં ગોઠવણ કરી કાળીદાસ બોલ્યો કે:—

दानानुद्यमतां विलोक्य विधिनाशौचाधिकारी कृतः ॥५॥

ડાબા હાથથી બીલકુલ દાન અપાતું નથી એજ કારણને લીધે બ્રહ્માએ તેને ગુદ પ્રક્ષાલન કરવાને શૌચાધીકારી ઠરાવ્યો છે. આ પ્રમાણે કાલીદાસનું ભાષણ સાંભળી તે પંડીત ઘણો લજ્જાયમાન થયો.

વાર્ત્તાનો સાર એ છે કે—કેટલાક માણસો સારા પુરૂષો આગાડી વ્યંગમાં—વ્યાજ નીંદા એટલે ઉપરથી વખાણ જણાવે; પરંતુ મર્મમાં તે નીંદા કરી પોતાનો પગ સ્થાપવા અનેક યુક્તિઓ રચી પ્રથમ માનવંતા નરને ખસેડવાને યત્ન આદરે છે; પરંતુ સામાનું બુદ્ધિબળ પરાક્રમ અને ઉપકારીપણું વીચરતો નથી તેથી છેવટે પો-

તાનેજ માનભ્રષ્ટ થ ાનો વખત આવેછે અને અન્યસ્થળ માટે ગુપ્તપણે પ્રયાણ કરવાને વખત શોધે છે; માટે હમેશા યાદ રાખવું કે પોતાને આશ્રય આપનારના કે પોતાનું ભલું ઇચ્છનારનો પગ ખરોડવા કે બુરે કરવા કદીપણ પગલાં ભરવાં નહીં.

---

## વાર્તા પાંચમી.

### ધનંજયની દ્વેષબુદ્ધિ.

મહારાજા ભોજની સભામાં પોતાના મહાન્ ગુણોથી માનીતો થઇ પડેલો કાલિદાસ દિન પ્રતિદિન મહારાજા તથા પ્રજાનો અત્યંત પ્યાર મેળવવા ભાગ્યશાળી બન્યો અને તેની દેશદેશાંતરે સારી કીરતી ફેલાણી તે જોઇ ભોજરાજની સભાના અન્ય વિઘ્નસંતોષી પંડીતો તેનો જેમ બને તેમ પરાજય કરવા યત્ન ચલાવવા લાગ્યા; પરંતુ જ્યાં સુધી પોતાના ભાગ્યનો સૂર્ય મધ્યાન્હનો હોય ત્યાં સુધી પોતાના પ્રતિપક્ષિનો સન્મુખ નિહાળવા પણ શક્તિવાન થઇ શકતાજ નથી અને જે તેની અપ્રતિષ્ટા કરવા આદરે છે તે યત્નથી ઉલટી તેની પ્રતિષ્ટા વધવાનો વખત હાથ લાગે છે; પણ પરને વિપત્તિ પડી જોઇ પરમાનંદ પામનારા જનોને તે ભાન હોતું નથી. તેથીજ ધનંજય નામના પંડીતે એક નવીન શ્લોક બનાવી પોતાના શિષ્યની સંગાથે મહારાજાને પહોંચાડવા ગોઠવણ કરી અને પાછળથી રાજસભામાં શું ચર્ચા ચાલે છે! તે જોવા પોતે પણ રાજસભામાં જઇ બેઠો.

ધનંજયનો લખેલો શ્લોક લેઇ તે શિષ્ય રાજદ્વારમાં જતો હતો તે વખતે કાલિદાસની રસ્તામાં મુલાકાત થઇ પોતાના ગુરૂને અને કાલિદાસને અંદરખાનેથી અણબનાવ છે એમ શિષ્યના જાણવામાં નહોતુ.

તેથી તેણે કહ્યું કે ' મારા ગુરૂનો બનાવેલ આ નવીન શ્લોક મહારાજાને આપવા જાઉં છું' વગેરે વગેરે હકીકત કહી અને શ્લોક બતાવ્યો.

अपशब्द शत माघे । भारवे च शतत्रयं ॥ कालिदासो न गण्यं ते । कविरेको धनंजय; ६

શ્લોકનો ભાવાર્થ એવો હતો કે માઘ કવિના કાવ્યમાં સો (૧૦૦) અપશબ્દ છે. ભારવી કવિના કાવ્યમાં ત્રણસો અપશબ્દ છે. કાલિદાસની કવિતામાં અગણિત અપશબ્દ છે અને ધનંજય કવિના કાવ્યમાં માત્ર એકજ અપશબ્દ છે. મતલબમાં કાલિદાસની ન્યુનતા બતાવવા અને અગણિત અપશબ્દને સ્પષ્ટપણે દર્શાવવા પોતાના કાવ્યમાં પણ એક અપશબ્દ છે. એમ નિરૂપાયથી લખવું પડયું.

આ શ્લોક વાંચી કાલિદાસ સારી રીતે સમજ્યો કે—'આ શ્લોકમાં મારી ખુલ્લી રીતે નિંદા કરી છે; પરંતુ કાંઈ ચિંતા નહી એજ શ્લોકથી એને પસ્તાવું પડે તેમ કરવું એજ આ વખતે યોગ્ય છે ?' વિચારી તે શિષ્ય પ્રત્યે કહ્યું કે—' શ્લોક ઘણોજ સારો બનાવ્યો છે, પણ લખતી વખતે નજર ચુકથી એક કાનાની ભૂલ રહી ગઈ છે તે કાનો જો સુધારો લેવામાં આવે તો તમારા ગુરૂની અત્યંત કીર્તિ થશે.

આ પ્રમાણે કાલિદાસનાં વચન સાંભળી બિચારા ભોળા શિષ્યે કહ્યું કે—'મહારાજ ! આપ જે કાનો ચુકી ગયા વિષેની ભૂલ હોયતે બતાવો છો તે વિષે મને ખબર પડતી નથી; માટે જ્યાં કાનાની ભૂલ હોય ત્યાં આપજ જરા કૃપા કરી સુધારી આપો તો મારા અને મારા ગુરૂ ઉપર મોટો ઉપકાર થશે.

આવું શિષ્યનું બોલવું સાંભળી તે શ્લોકના પ્રથમ ચરણના પ્રથમાક્ષરને એક કાનો અધિક કર્યો અને કહ્યું કે—હવે આ શ્લોક ખુશીથી મહારાજા પાસે લેઈ જા' આ પ્રમાણે કાલિદાસનું બોલવું સાંભળી ગુરૂ અધિક પ્રશંસા વધાના ઉત્સાહમાં તે શિષ્ય ઝટપટ રાજસભામાં

ગયો અને આશિર્વાદ 'આ નવીન શ્લોક મારા ગુરૂ ધનંજય કવિએ આપ તરફ મોકલ્યો છે' એટલું બોલતાં માત્ર તો ભોજરાજે કહ્યું કે તે જોઉં તે શ્લોક કેવો છે!' એમ કહી તે શ્લોક પોતે વાંચ્યો અને આશ્ચર્ય પામ્યો કે 'પોતાનીજ ન્યુંનતા પોતાના હાથેજ શામાટે તતાવી હશે? એમ વિચારી તે શ્લોક પોતાની સભાના માનવંતા પંડિતોયે જોવા આપ્યો એટલે પ્રત્યેક પંડિતો સભામાં બેઠેલા ધનંજય સાહમું જોઇ મુંછમાને મુંછમાં હસવા લાગ્યા, તેથી પાસે બેઠેલા પંડિતોદ્વારા તે શ્લોકનું પત્ર માગી ધનંજયે વાંચી જોયું તે.—

अपशब्दं शतंमाघ भारते च शतत्रयं ॥

कालिदासो न गण्यंते कविरेको धनंजयः ॥

આ પ્રમાણે પહેલા અક્ષરને એક કાનો વધારવાથી આખા શ્લોકનો અર્થ ફરી જઇ કાલિદાસનું માન વધારી પોતાનું ઉપહાસ્ય બતાવતો હતો એટલે—આપ કહેતાં પાણીના સો નામની માઘ કવિને માહેતી છે, ત્રણસોની ભારતી કવિને માહેતી છે અને કાલિદાસને કેટલાક નામોની માહેતી છે, તેની તો ગણત્રી પણ થઇ શકતી નથી તથાપિ હું જે ધનંજય કવિ માત્ર આપ એટલે પાણી એ એક નામ શિવાય પાણીનુ બીજું કશું નામ જાણતો નથી.

આ પ્રકારે શ્લોકનો અર્થ તમામ ઉલટો થઇ જવાથી પોતાની ફજેતી પોતાના હાથેજ કરી લીધી છે એમ મનમાં સમજી ધનંજય કવિ નિસ્તેજ અને નિરૂતર થઇ સભામાંથી ઉઠી ચુપાચુપ પોતાને દેશ ચાલ્યો ગયો.

વાર્તાનો સાર એ છે કે—સમર્થવાન સ્હામે છળ પ્રપંચ આદરવાથી પોતેજ પોતાના કામને ટાળે છે અને હાથે કરી મોત માગી લેવા સરખો પ્રકાર અંગિકાર કરી મૂર્ખમાં ખપે છે; માટે દરેક કામ કરતાં પહેલાં સ્હામાની શક્તિ માટે ખુબ વિચાર કરી જાવો કે આપણે બરોબર ફાવીશું કે નહીં!' તે લક્ષ પહોંચાડવો નહી તો બીજાનું માન ખંડન કરતાં પોતાનું થઇ જાય છે.

સચિત્ર.

# ગુજરાતી મોટર ગાઇડ.

## ૧-૨-૩-૪-૫-૬ અને ૮ સીલેન્ડરની મોટરગાડી ચલાવવાની માહીતી આપનારૂં પુસ્તક

આમાં એન્જીન અને તેના ચાર સ્ટ્રોક, સકશન સ્ટ્રોક અને ઇનલેટ સ્ટ્રોક, કૉંપરેશ સ્ટ્રોક, પાવર સ્ટ્રોક, એકઝો સ્ટ્રોક. વાલ્વ એન્ડ કેમ, ડબલ દાતાનું કેમ શાફ્ટ, વ્હીલ્વના ટ'ઇમીંગ, વીગેરે, પેટ્રોલ, કારબ્યું રેટર, તથા કારબ્યુરેટર, બેટરી તૈયાર કરવાની રીત, એક્યુમ્યુલેટર ચાર્જીંગ ઇનડકશનકોઇલ. સ્પારકિંગ પ્લગ, કોનટેટક બ્રેકર, વ્હોલ્ટમિટર, ઇનસુલેટેડ વાયર. ડિસ્ટ્રિબ્યુંટર, બોસમેગનેટિક મેક એન્ડ બ્રેક સ્પારકિંગ પ્લગ, મેગનેટો, આરમ્યુચર, મેગનેટોક કોનટેકર બ્રેકર અને ડિસ્ટ્રીબ્યુટર, ટાઇમીંગ કીપરને મેગનેટોકાવો કેવો બેસાડવો, સીંગલ સીલેન્ડર ડબલેન્ડર ડબડોઇલ વાયરીંગ. ડબલ અને ચાર સીલેન્ડરનું વાયરીંગ, સીલેન્ડર ફાયરીંગ ઓર્ડર, ડડબસિ-લેન્ડરના કોક, ત્રણ સીલેન્ડરના એજીંનની માહેતી, છ સીલેન્ડરના એંજીનનો કોક વારીંગ વોટર કુલીંગ સીસ્ટીમ, ટયુબીલર રેડીએટર થરમોસાયફ્ઝ વોટર કુલીંગ સીસ્ટીમ, વોટરપંપ, કલચેસ, લેદરકોનકલચ, પ્લેટસકેસીગ, ફેરવનારી મોટીપ્લેટ, ફરનારી નાનીપ્લેટ, કંપલીટ કલચપ્લેટ, ડીફરન સીયલ ગીયરચેનમડગાડ, સ્ટીયરીંગ ગીયર, લેદાર ઇાઇન્ડીગ હેંડબ્રેક ઇનટર્નલ એકસ પેડીંગબ્રેક થોટલ લીવ્હર અને એકસલીરેટર, ગવર્નર ટાયમાં હવા ભરવાનો પંપ, ટાયરમાં હવા ભરવાનું કોષક, ટાયર કાઢવા ટાયર અને ટયુપનો જથો મહત્વની સુચના વગેરે ઉપયોગી બાબતોનો આમાં સમાવેશછે પુસ્તકમાંસમજ ખાતર ઠેક ઠેકાણે તેના ભાગના ચીત્ર આપવામાં આવેલ છે. કી. રૂ. ૨-૦-૦ પોસ્ટેજ ૦-૪-૦ આના જુદા.

## વારતા છઠી.

### બુદ્ધિ કોઇના બાપની છે ?

એક સમયે મહારાજા ભોજે ડાંડી પીટાવી હતી કે જે કોઇ નવીન શ્લોક બનાવી લાવશે તેને એક લાખ સોના મ્હોરો આપવામાં આવશે જો કે તે સમયમાં તો વિદ્યાની અભિવૃદ્ધિ વિશેષ થઇ જોવામાં આવતી હતી પરંતુ માત્ર કેટલા અને કેવી કેવી નવીન ચમત્કૃત ભર્યા કાવ્યો કરનાર વિદ્વાનો વિદ્યમાન છે.? તે જાણવાના હેતુથીજ આ ગોઠવણ કરેલી હતી તેમ બીજી બાજુએ એવી ગોઠવણ કરવામાં આવી હતી કે એક વખત કોઇના મુખથી શ્લોક સાંભળ્યો કે વાંચ્યો એટલે મુખપાટ–કંઠસ્ત થઈ જાય એવા એકપાઠી પંડિતો તથા દ્વિ- પાઠી ત્રીપાઠી અને ચતુઃપાઠી પંડિતો પોતાની સભામાં રાખ્યા તેથી જે પંડિતો નવીન શ્લોક બનાવીને લાવતા તે શ્લોક એકપાઠી એક વખત સાંભળતો એટલે તે કહેતો કે એ શ્લોક તો જુનો છે મને પણ યાદ છે એમ કહી બોલેલો શ્લોક કહી સંભળાવતો એટલે દ્વિપા ઠીએ બે વખત સાંભળ્યો એટલે આ શ્લોક જૂનો છે એમ પણ કહી સંભળાવતો, એમ ક્રમે કરી ત્રીપાઠી ચતુઃપાઠી વગેરે શ્લોક કહી સંભળાવતા એટલે નવીન શ્લોક કરી લાવનાર નીરાશ થઇ જે રસ્તેથી આવ્યો તે રસ્તે છ પાંચ ગણી જતો હતો એમ કેટલોક વખત ગયો પણ આ શ્લોક નવીન છે એમ ઠરવાનો વખત તે પંડિતોને આવવા દીધો નહિ.

એક સમય પ્રભાકર નામનો વિદ્વાન પણ તેવીજ ઉમેદથી નવીન શ્લોક બનાવિ ભોજની સભામાં આવી પહોંચ્યો. પરંતુ તે પણ પુર્વની પેઠે ખીન્ન મુદ્રાવાળો બની પોતાના દેશનો રસ્તો માપ્યો પરંતુ રસ્તામાં

પૂર્વ પુન્યના પ્રબળપણાથી કાલિદાસ શિવાલયથી પાછા આવતા હતા તેમની ભેટ થઇ અને બ્રાહ્મણની ખીન્ન મુદ્રા નિહાળી કાળિદાસે પૂછ્યું કે—' મહારાજ ! આપ ક્યાંના રહેનાર છો ? અહીંયાં કેમ પધારવું થયું હતું ? અને આવા શોકજનક બની કેમ ફરો છો ?' આવું કાળીદાસનું બોલવું સાંભળી બ્રાહ્મણ બોલ્યો કે-' હું મણિપુરનો રહેનાર ગરીબ બ્રાહ્મણ છું અને દારિદ્રને દૂર કરવાની આશાએ ભોજ રાજા પાસે નવીન શ્લોક બનાવી આવ્યો હતો, પરંતુ તે સઘળીઆશા વ્યર્થ ગઇ અને મારો નવીન શ્લોક જૂનો ઠરાવ્યો એટલે લાચાર આ પ્રમાણે તે વિપ્રનું બોલવું સાંભળી કાલિદાસને દયા ઉત્પન્ન થઇ તેથી બોલ્યો કે—' વિપ્રરાજ તમારી આશા નષ્ટ કરશો નહીં; કેમકે હું એક શ્લોક તમને બનાવી આપુ તે પુનઃ રાજદ્વારમાં જઇ સંભળાયો એટલે તમારી મન કામના સિદ્ધ થશેજ એમ કહી કાલીદાસે એક યુક્તિ ભર્યો શ્લોક બનાવી આપી વિદાય કર્યો અને રાજસભામાં જઇ આશિર્વાદ દઇને શ્લોક સભળાવ્યો કેઃ—

स्वस्ति श्री भोजराजा त्रिभुवन विदिते धार्मिकःसत्यवक्ता।
पित्रा ते प्रगृहीता नवनित वधिका रत्नकोटयोमदीयाः
तास्त्वं देहीति राजान् सकल बुधजनै ज्ञायते सत्यमेतत्
नोवा जानांति यत्तत प्रकृतिरथवा देहिलक्षं ततोमे ॥

હે ભોજરાજ ! આપ ધાર્મિક અને સત્ય ભાષણ કરનારા છો એવી ત્રણ લોકયમાં કીર્તી ગાજી રહેલી છે અર્થાત્ લોક માત્ર આપના ગુણને જાણે છે માટેજ આપને કહું છું કે-આપના પિતાએ મારી પાસેથી નવાણું કોટી રત્ન લીધેલાં છે તે મને આપો અને આવાત

સત્ય છે એમ આપની સભામાં બેઠેલા પંડિતો પણ જાણે છે, કદાચ એ પંડિતો એમ કહે કે અમે નથી જાણતા તો આ શ્લોક નવીન છે એમ માની મને આપની સરત પ્રમાણે લક્ષ સોના મ્હોરો આપો.

આ પ્રશ્ન સાંભળતાં પંડિતો બોલતા બંધ પડયા કેમકે જો આ શ્લોક જૂનો છે એમ કહે તો નવાણું કોટી રાજના કોષમાંથી રત્ન આપવાં પડે અને એથી આખું રાજપાટ હતું ન્હોતું થઇ જાય એટલે પંડિતો ચુપ થઇ બેસી રહ્યા તેથી આ શ્લોક નવો છે એમ નિરવિવાદે સત્ય ઠરીજ ચુકયું જેથી ભોજરાજ તે શ્લોકની યુક્તિ વિચારી વિસ્મયતા સાથે સમજી ગયોકે ' આ બાબતમાં કાલિદાસનો હાથ હોવોજ જોઇએ, નહી તો આવી ચમત્કૃતી એનાં વીના હોય નહી, એમ નિશ્ચય કરી ભોજરાજે તેને લક્ષ સોના મ્હોરો તથા સારા વસ્ત્રાલંકાર આપી સંતુષ્ટ કર્યો

વાર્તાનો સાર એ છે કે—જે માણસ સર્વને ખોટા પાડવા યુક્તિ રચે તો તે યુક્તિને એકદમ બંધ પાડવા કેવી યુક્તિ કરવી ? તે ઉપરની વાર્તા બતાવી આપે છે, માટે કાર્ય પડયે તેવીજ યુક્તી રચવા ઉદ્યુત રહેવું.

## ભાગ પહેલો સમાપ્ત.

શ્રી વિશ્વનાથ પ્રસન્નોસ્તુ !

શ્રી

# ભોજ અને કાલિદાસ

## એઓની

અપુર્વ આનંદ સાથે સુબોધ આપનારી

વાર્ત્તાઓનો

## ભાગ બીજો.

---

### વારતા ૭ મી.

---

દાન આપવાનો દાખલો.

ધારાપતિ ભોજ બ્રાહ્મણોને અગણિત દાન આપતો હતો, તેથી પારકે દુખે પેટ ફૂટનારા કારભારીઓ તેની દાતવ્ય બુદ્ધિને અટકાવવા એવી યુક્તિ રચી કે—એક સુંદર જાતવંત પોપટને પાળી તેને એક ચરણ શિખવાડી તૈયાર કર્યો. એક સમય ભોજરાજા કચેરી ભરી પંડિતો સહ રાજ્યાસન ઉપર બેઠો હતો તે સમય કચેરીના ઝરોખા ઉપર બેસી તે પોપટ બોલવા લાગ્યો કે—

यद्दियते ननूलमे दूद्रीजेभ्यः

' હે ભોજરાજ ! જે તું બ્રાહ્મણને આપે છે, તે તું પામીશ નહી.

આ પ્રમાણે તે પોપટનું બોલવું સાંભળી ભોજરાજ પંડિતો આગળ કહેવા લાગ્યો કેઃ—'આ પોપટ શું બોલ્યો ? તેનો ખુલાસો કરો નહી તો સર્વ જણ મારા રાજ્યની હદથી બહાર નીકળી જાઓ; કેમકે જ્યારે બ્રાહ્મણોને આપવાથી કશું ફળ હું પામવાનો નથી ત્યારે તમોને અનર્ગલ દાન આપવાનું કારણજ શું ? આ કઠોર હુકમ સાંભળી અન્ય પંડિતો અધોમુખ બની બેઠા, તે જોઇ સર્વની લાજ રાખવા કાલિદાસ બોલ્યો કે—'હે રાજન્ ! જે પોપટ બોલ્યો તે અક્ષરસઃ સત્ય છે; પરંતુ તેનો ખરો અર્થ આપના સમજવામાં ન આવવાથી ઊલટો અર્થ ભાસ્યો છે, પણ તેનો હું ખરો ખુલાશો કહું છું તે શ્રવણ કરો.

હે ભૂપાળ ચૂડામણી ? પૂર્વ ભવમાં આપ કાઠી વેચનારના કુળમાં ઊત્પન્ન થયા અને આ પોપટ પૂર્વે દરિદ્ર બ્રાહ્મણ હતો, એક સમય તમો લાકડાનો ભારો માથે ઉપાડી ગામમાં વેચવા જતા હતા તે સમય તે દરિદ્રિ બ્રાહ્મણ શિયાળાની ટાહાડથી ઘણોજ હેરાન થએલ તમારી પાસે આવી લાકડાનો ભારો માગવા લાગ્યો અને બોલ્યા કે—ભાઇ ! ઠંડથી મારા પ્રાણ પ્રયાણ કરવા ચાહે છે માટે જો મને આ લાકડાનો ભારો આપો તો તેથી તાપ કરી મારી ઠંડ દૂર કરૂં જો આ મારી અરજ ધ્યાનમાં લેશો તો તમને પ્રભુ સદાશિવ અનંતઘણું ઉત્તમ પ્રકારનું પુણ્ય અને મહાન્ સુખ વૈભવ આપશે આ પ્રમાણે તે ઠંડે મરતા બ્રાહ્મણે બહુ આજીજી કરી, પણ તે વખતે તમારા હૃદયમાં તે વખતે દયાના અંકૂરો સ્ફુરાયમાન થયા નહીં, પણત્યાંથી થોડેક છેટે એક વેશ્યા ઝરોખામાં બેઠી હતી તેણે આ બનાવ જોયો તેથી તે વેશ્યાં કાષ્ટનો ભારો મુલવવા લાગી અને કહેવા લાગી કે—'હશે

એક પૈસો ઓછો લઇશ તો મને પણ ગેરફાયદો નથી, કેમકે મારે તો આ ઠંડે મરતા બ્રાહ્મણની દયાની ખાતર લેવાનો છે માટે ઠીક કરી આપ જેથી તારૂં પણ પ્રભુ કલ્યાણ કરશે.' આ પ્રમાણે દયાળુ દેશ્યા-નાં વચનો સાંભળ્યાં કે તમારા અંતઃકરણમાં તેજ સમય દયાએ વાસ કર્યો અને વિચાર્યું કે—જ્યારે આ વેશ્યા દરેક પુરૂષોનું ધન હરી લે નારી તે; છતાં તે પારકાના કલ્યાણ માટે મુલ આપી ભારો લેવા ધારે છે ત્યારે છે ત્યારે મારે તો હાથની મહેનત છે તો શા માટે હુંજ આ ભારો આપી અખૂટ પુણ્ય પ્રાપ્ત ન કરૂં ? તેમજ આજે મોટી પર્વણી છે, તેથી લોકો બેસુમાર સંત—સાધુ—બ્રાહ્મણ—અભ્યાગતને ખાન પાન વસ્ત્ર પત્રાદિ આપી પુણ્ય પ્રાપ્ત કરે છે તો, હું મારી શક્તી પ્રમાણે નહીં જેવા મુલ્યની વસ્તુ પણ આપવા મન પાછું કરૂં છું, ધિક્કાર છે મને !' એમ વિચારી તે બ્રાહ્મણને એક સ્થાનકે બેસાડી લાકડાં સળગાવી તપાવડે તેને સારી રીતે તપાડી ઠંડના ત્રાસથી બચા-વ્યો, તેથી બ્રાહ્મણ આશીર્વાદ આપી પોતાના સ્થાનકે ગયો અને જ્યારે આયુષ્ય ખીણ થયું ત્યારે મરણ પામી પોપટની યોનિ પામ્યો અને દાષ્ટ વચનાર જે આપ દયાના પ્રતાપથી આ રાજ્યલક્ષ્મી પામ્યા જેથી પોપટ પૂર્વ ભવના કૃત્યની યાદિ આપી શિક્ષા સાથે આશિર્વાદ દે છે કેઃ—

आर्तेषु दीनेषु गुणान्वितेषु ॥ यच्छ्रद्धया स्वल्प मापि प्रदत्त ॥
काष्टप्रदानाद् लभते हि राज्ये॥यद्दीयतं तन्न लभेद्द्विजेभ्यः॥८॥

હે રાજેંદ્ર મુકુટમણિ ! દાનેચ્છાવાળા આર્તજનો વા દીનજનો તથા ગુણિજનો વિષે શ્રદ્ધા રાખી-પ્રેમ સહિત થોડી પણ કોઇ ઇચ્છિત વસ્તુ આપી હોય તો, અનંત ગણી થાય છે; અર્થાત્ થોડું આપ્યું પણ

ઘણા લાભને આપે છે, જેમ તેમ પૂર્વ જન્મમાં શ્રદ્ધા સહીત માત્ર નહિ જેવું લાકડાનું દાન જરૂર વખતે આપ્યું, તેથી પૂર્વ વૈભવવાળું રાજય પ્રાપ્ત થયું માટે કહું છું કે જે તે લાકડાં આપ્યાં છે, તે તું પામવાનો નથી; અર્થાત્ જન્મોજન્મ રાજ્ય સુખ પામજે.

આ પ્રમાણે સમયાનુસાર કાલિદાસનાં સુષ્ટુ વાક્યોસાંભળી ભોજ- રાજે અતિ પ્રસન્ન થઇ અમૂલ્ય બક્ષીસ આપી પ્રેમભાવમાં વધારો કર્યો.

**વાર્તાનો સાર**—એ છે કે-જે વખતે જે માણસને જે ચીજને ખપ હોય, તે વખતે-એટલે ભુખ્યાને અન્ન, તરસ્યાને, પાણી દિગંબરને વસ્ત્ર, દર્દિને દવા, વિદ્યાર્થીને વિદ્યા સંપાદાન કરવાનાં સાધનો વિદ્વાનને વિદ્યા પુષ્ટિ કરવા માટેનાં જોઇતાં સાધનો ઉદાર દિલ રાખી પોતાની શ- ક્તિ મુજબ આપે તો, તે સમય ઉપર થોડું પણ આપ્યું અનંત ફળને આપે છે જેમ વ્યવહારમાં પણ જેને જે વખતે નાણાની ઘણી જરૂર હોય અને તે વખતે તેને જો નાણાં આપી લાજ રાખી જીવ બચાવ્યો હોય તો તે જો માણુસ હોયતો ખરી વખતે આપેલી થોડી મદદનો પણ અધીક ઉત્તમ બદલો વાળી નીરંતર નેક દીલથી તે સાથે વાત છે, માટે પર્વ એટલે ટાણા સમય વસ્તુ આપી સ્વ અને પરનું કલ્યાણ કરવું.

---

## વારતા આઠમી.

---

### સરસ્વતી કુટુંબની સુજ્ઞાતા.

---

એક સમય દરિદ્રાવસ્થામાં પણ વિદ્વાન કુટુંબ ધારાનગરીની સમીપના વનમાં એક દેવાલય હતું, ત્યાં આવી ઉતર્યું.

પછી મહારાજાને કોઇ સાથે ખબર આપી કે ' એક સરસ્વતિ કુટુંબ આપના શેહેરની નજીક આવી ઉતર્યું છે આ સમાચાર જ્યારે ભોજરાજે સાંભળ્યા ત્યારે વિસ્મય થયો કે જ્યારે ' સરસ્વતી ' નામ ધરાવે છે ત્યારે તે અલૌકિક ચમત્કૃતિવંત હશે પરંતુ પ્રથમ તેની કિંચિત્ પરીક્ષા તો લેવીજ જોઇએ. ' એમ વીચારી યોગીનો વેશ ધારણ કરી જ્યાં સરસ્વતી કુટુંબે ઉતારો કર્યો છે ત્યાં જઇ કચરો કાહાડતી એક દાસી પ્રત્યે કહ્યું કે-" મને પંથિ અતીથીને ભિક્ષા આપો " તે સાંભળી દાસી બોલી કે— એ તમારી યાચના નિષ્ફળ છે ' તે સાંભળી વેષધારી ભોજે કહ્યું કે-' હે સુભરૂ ! શા કારણથી નિષ્ફળ છે, ? ત્યારે પુનઃ દાસીએ જણાવ્યું કે-'કોઇ પ્રસુતી કાનું સુતક છે, ' ફરી વેષધારીએ પુછ્યું કે કોનો જન્મ થયો છે. ' તે સાંભરી ચતુર દાસી બોલી કે વિત્તમાત્રને હરી લેનાર દારિદ્રય નામે પુત્ર મેં પ્રસવ્યો છે, આ પ્રમાણે દાસી ચમત્કૃતી ભરેલી વાણી સાંભળી રાજા ઘણોજ પ્રસન્ન થયો અને ખાત્રી થઇ કે જેનું જેવું નામ છે તેવોજ ગુણ છે ! એમાં જરા પણ શક નથી.

તદનંતર રાજ્યદ્વારમાં આવી એક ન્હાના કચોળામાં દુધ ભરી ભોજરાજે હજુરીઆ સંગાથે મોકલાવ્યું તે દુધનું ભરેલું કચોળું જોઇ સરસ્વતી કુટુંબે તેમાં સાકરનું ચુર્ણ નાંખી દુધ સહિત પાછું મોકલ્યું તેમાં બન્નેને આ પ્રમાણે પ્રશ્નોત્તર કરવામાં આવ્યા કે-' તમો અત્રે રહેવા ઇચ્છતા હશો; પરંતુ ઉજ્જયની તો પૂર્વ પવિત્ર વિદ્વાનોથી ગીચોગીચ ભરાએલી છે; તેમાં તમારો સમાવેશ કેમ થશે ! આવી મતલબ કનક કચોળાના દુધથી સુચવી, ત્યારે સરસ્વતિ કુટુંબે તેમાં સાકર સમાવી સુચવ્યું કે-જેમ દુધથી પૂર્ણ ભરેલા કચોળામાં સાકર માઇ ગઇ છે, તેમ સમાવેશ કરી લઇશું.

તદનંતર કુટુંબને રાજસભામાં બોલાવ્યું અને વહુ, દીકરા, માતા, પિતા દાસી એ પાંચે પૈકી એક પછી એકને પોતાના નજીક બોલાવી એકજ પદબડે વસંને સમસ્યા પુછી કે:—

"क्रियासिद्धि सत्वे भवति महतां नोपकरणे–

મહા પુરૂષોની ક્રિયા સિદ્ધિ પરાક્રમમાંજ રહેલી હોય છે, પણ તેમની સામગ્રી હોતી નથી."

આ પદ પ્રથમ વૃદ્ધ પૂરૂષને પુછવામાં આવ્યું ત્યારે તેણે જવાબ આપ્યો કે—

"रथस्यैकं चक्रं भुजगयमिताःसप्त तुरगा ।
निरालम्बो मार्गश्चरण रहितः सारथि रपिः ।
रविर्यान्येवान्तं प्रतिदिनमपारस्य नभसः
क्रियासिद्धिसत्वे भवति महतां नोपकरणे ॥ ९ ॥

રથને એકજ ચક્ર છે, સાત ઘોડા તો માત્ર સ્પર્શથીજ બાંધેલા છે; આધાર વીનાનો માર્ગ છે, અને રથ હાંકનાર ( સારથી ) પાંગળો છે; તોપણ પ્રતિદિન સૂર્ય અપાર આકાશની પાર જાય છે, તેનું કારણ એજ કે મહાન્ પુરૂષોની કોયા સિદ્ધિ પોતાના પરાક્રમમાંજ રહેલી હોય છે, પણ સામગ્રીમાં હોતી નથી."

પુનઃ વૃદ્ધ ને ઉપરનાજ પદવિશે. પુછ્યું તેથી બોલી કે:—

"विजेतव्या लंका चरण तरणीयो जलनिधि ।
विपक्षः पौलस्त्यौरणभुवि सहायाश्च कपयः
तथा प्येकोरामः सकलमवधी द्राक्षसकुल
क्रियासिद्धिः ॥ १० ॥

લંકા જેવી વિજય દુર્ગમવાળી નગરી જીતવાની, પગવડે કરી દરીઓ તરવાનો, શિર ઉપર રાવણ જેવો મહાન શત્રુ, અને રણક્ષેત્રમાં સહાયકારી માત્ર વાંદરાં તોપણ શ્રીરામચંદ્રજીએ યુદ્ધમાં સકળ રાક્ષસ કુળનો સંહાર કર્યો માટે મહા પુરૂષોની ક્રિયા સિદ્ધિ પોતાના પરાક્રમમાંજ રહેલી હોય છે,-પણ ઉપકરણ—સામગ્રીમાં હોતી નથી.',

પુનઃ તેના પુત્રએ તેજ પદવડે પ્રશ્ન કર્યો તેથી તેણે ઉતર આપ્યો કે,

"धनुः पौष्पं मौर्वी मधुकर मयी चंचल दृशां।
दशांकोणो वाणः सुहृदपिडात्माहिमकरः
तथाप्येकोडनंगः सकल भुवन मषि व्याकुलयती
क्रियासिद्धिः ॥ ११ ॥

પુષ્પનું ધનુષ્ય, ભ્રમર રૂપી પ્રત્યંચા (પણચ), ચંચળ દ્રષ્ટિવાળી સ્રીઓનાં કટાક્ષ રૂપી બાણ તથા ચંદ્ર જેવો જડાત્મક જેનો મિત્ર અને અંગરહિત છે; તોપણ તે અનંત—કામદેવ સર્વ લોકને વ્યાકુળ કરે છે માટે મહાન પુરૂશોની ક્રિયા સિદ્ધિ પોતાના પરાક્રમાંજ રહેલી હોય છે, પણ તેની સામગ્રીમાં હોતી નથી"

ત્યાર પછી પુત્ર વધુને તેજ પદ વડે પ્રશ્ન કર્યો તેથી બોલી કે—

"विपक्षः श्री कंठो जडतनुरमात्यः शशधरो ॥
वसन्त सामन्त कुसुमगिषवः सन्यमबलाः
तथापि त्रैलोक्य जयंति मदनो देह रहितः
क्रियासिद्धिः ॥ १२ ॥

શંકર જેવો શત્રુત્સ, મૃગાંક (ચંદ્ર) જેવા જડાત્મકમિત્ર; વસંત એવો સામંત પુષ્પનું બાણ અને સૈન્યા સ્ત્રીઓની, છતાં શરીર વિનાનો કામદેવ ત્રણે લોકને વશ કરે છે માટેજ મોટા પુરૂષોની ક્રિયા-સિદ્ધિ પોતાના પરાક્રમાંજ રહેલી હોય છે, પણ સામગ્રીમાં હોતી નથી."

ઉલ્કી તેમની દાસી તેને તેજ પદવડે પૂછ્યું, તેથી બોલી કે—

"घटो जन्मस्थानं मृगपरिजनो मूर्जवसनं
वनेवासःकन्दै रजनमपि दुस्थं वपुरिदम्
अगस्त्यः पार्थोधिं यदकृत कराम्भोजकुहेररे
क्रियासिद्धि ॥ १३ ॥

ઘડામાંથા જેમનો જન્મ, મૃગાદિ જેનાં પરજન-સહવાસવાળાં, ભોજ પત્રનાં વસ્ત્ર, વનમાં વાસ, કંદમુળનું ભોજન, દુર્બળ શરીર; છતાં અગસ્ત્ય ઋષિએ અપાર જળનિધિનું પાન કર્યું માટેજ મહાન પુરૂષોની ક્રિયાસિદ્ધિ પોતાના પરાક્રમમાંજ રહેલી હોય છે, પણ તેમની સામગ્રીમાં રહેલી હોતી નથી."

આ પ્રમાણે અભિનવ પ્રકારના ઉત્તરોથી ભોજરાજ અતિ પ્રસન્ન થઇ પુનઃ એક પછી એકને પુછવા લાગ્યો કે—

"असारे खलु संसारे सारमेत चतुष्टय.

આ અસાર સંસારમાં માત્ર ચાર વસ્તુઓજ કામની છે." તે સાંભળી વૃદ્ધ પુરૂષ બોલ્યો કે—

काश्यां वास सतां संगो गङ्गाम्भः शंभु सेवनात्. १४

કાસીમાં વસવું, સંત જનોને સમાગમ, ગંગામાં સ્નાન કરવું અને વિશ્વનાથની સેવા એ ચાર વસ્તુ શિવાય અન્ય સાર વસ્તુ કોઈ નથી."

ફરી વૃદ્ધ પુરૂષની સ્રીને પુછ્યું કે—

"असारे खलु संसारे सारमेतद्वयं स्मृतम्

'આ અસાર સંસારમાં માત્ર બેજ વસ્તુ સારરૂપ છે.'

તે સાંભળી વૃદ્ધા બોલી કે—

"कंसारः शर्करायुक्तः कंशारि चरण द्वयम् ॥ १५ ॥

સાકર સંગાથે કંસારનું જમવું અને કંસના અરી—શત્રુ જે શ્રીકૃષ્ણ તેમના યુગલ ચરણ કમળનું સેવન કરવું એજ બે વસ્તુ સુધા સમાન સાર છે."

પછી પુત્રને પુછયું કે—

असारे खलु संसारे सारं स्वसूर मंदिरम्॥

આ અશાર સંસારમાં માત્ર સસરાનું ઘર તેજ સાર રૂપ છે."

તેના ઉત્તરમાં તેણે જણાવ્યું કે, તેટલાજ માટે,

"हरो हिमालये शेते हरिशेते महोदधौ ॥ १६ ॥

શ્રી મહાદેવજી હીમાલયમાં અને વિષ્ણું મહાસાગરમાં જઇને વસ્યા છે–શયન કરેલ છે, કેમકે સસરાનું ઘર સાર છે તેથીજ પોતપોતાના સસરાના સ્થાનમાં આનંદ કરે છે."

તદનંતર પુત્ર વધુએ પુછ્યું કે—

असारे खलु संसारे सारं सारंगलोचनाः

આ અસાર સંસારમાં ફક્ત હરિણના જેવાં પાણીદાર અણીવાળાં મોટાં સનેજ નેત્રવાળી સ્રી એજ વસ્તુ છે."

તે સાંભળી બોલી કે—

"यस्याः कुक्षेः समुत्पन्ना भोजराज भवादृशा ॥ १७ ॥

કે જેની કુખને વિષે આપ જેવા નર રત્નો ઉત્પન્ન થયા છે."
પછી દાસીને પુછયું કે—

असारात्सार मुद्धरेत्-

અસાર સંસારમાંથી સાર ઉદ્ધરી લેવો."
દાસીને જણાવ્યું કે—

दानं वित्ताद्दतं वाच कीर्तिधर्मौ तथायुष
परोपकरणं काया दसारात्सार मुद्धेर

સુપાત્રે વિત્ત વાપરવું નમ્રતાથી વચન બોલવું,! કીર્તિ ધર્મ તથા સુકૃત્યમાં આયુષ્ય ગાળવું અને પરોપકાર કરવો એજ અસાર સંસાર માંથી સાર ઉદ્ધારવો.

આ પ્રમાણે તેઓનું અગાધ ડાહાપણ જોઈ ભોજરાજે અતિ પ્રસન્ન થઈ વૃદ્ધ પુરૂષને બહુ મૂલ્યવાન સોળ મણી આપ્યા, તેની સ્ત્રીને સાત રથ તુરંગાદિ આપ્યા, પુત્રને ૧૮ હાથી આપ્યા, વહુને પટરાણીનાં આભૂષણ અને દાસીને યોગ્ય અલંકાર આપી અન્ય મકાન ખાલી ન મળવાથી તેઓને મહેલમાં રાખ્યા ધન્ય છે એવા ગુણગ્રાહી વિદ્યા વિલાસી ભોજરાજને!

વાર્તાનો સાર—ખુલ્લોજ છે કે આપણી આર્ય વિદ્યા પૂર્વે કેવી જાહોજલાલીના શિખર ઉપર નિવાસ કરતિ હતી! તે અત્યારે છિન્ન ભિન્ન સ્થિતિમાં પડેલી જોઈએ છીએ એ શું ઓછો લજ્જાસ્પદ પ્રકાર છે! માટે મારા આર્ય વીરો! જરા ચાનક લાવી પૂર્વ વિદ્યાને સજીવન કરો કે જેથી પૂર્વવત્ આર્ય પ્રજામાં આનંદ આનંદ છવાઈ રહે.

---

# સચિત્ર ત્રિકાળ-જ્ઞાન-દર્શક

અથવા

## અદ્ભુત વિદ્યાઓનો મહાસાગર [ ગ્રંથ પહેલો. ]

આ પુસ્તકમાં નીચેની ૧૪ વિદ્યાઓ આપી છે. તેમાં ૪૨૦ પૃષ્ટ ૧૩૮ પરીચ્છેદો ૯૬૯ બાબતોની માહીતી, ૧૦૯ ચિત્રો તથા આકૃતિઓ આપી છે. આવો સંપૂર્ણ વિગતોનો ભરેલો સચિત્ર ગ્રંથ હજી ગુજરાતીમાં બહાર પડયો નથી. આ વિદ્યાઓ સૌ સમજીને ઘેરબેઠાં શીખી શકે તથા તેનો ઉપયોગ કરી શકે તેવી રીતે આપી છે, પાકું સોનેરી પુઠું મૂલ્ય રૂ. ૫; વી. પી. થી રૂ. ૫-૯-૦.

(૧) માનસવિદ્યા અથવા મેંટલ સાયન્સ—પાંચે ઇંદ્રિયોની શક્તિ કેવી રીતે કેળવાય તેથી કેવા અદ્ભૂત કામો કરી શકાય, અવધાનશક્તિ. સ્મરણસક્તિ સંકલ્પશક્તિ, ખીલવીને તેને ઉપયોગમાં લેવાની રીતો (૨) આકર્ષણશક્તિ અથવા પર્સનલ મેગ્નેટિઝમ—એક માણસ બીજા માણસનું આકર્ષણ-વશીકરણ કેવી રીતે કરી શકે આકર્ષણશક્તિ ખીલવવા-વધારવા કેવા પ્રયોગો કરવા, આંખના આકર્ષણથી પોતાની ઇચ્છામુજબ બીજાને વર્તવાની ફરજ પાડવી, શરીરની વીજળીક શક્તિનો ભેદભરમ, એ બધુ ચીત્રો સાથે સમજાવ્યું છે. (૩) મસ્તકવિદ્યા અથતા ફ્રેનોલૉજી—એક માણસના મસ્તકમાં ભરેલી જૂદી જૂદી ૪૩ શક્તિઓ તેના માથાપર હાથ ફેરવીને ઓળખવાની કળા, માણસનો લક્ષણની પરીક્ષા, વિદ્યાર્થીથી શક્તિ કયા વિષયમાં કે ધંધામાં ખીલી શકશે તે જાણવાની યુક્તિ એકંદરે મસ્તકશાસ્ત્રી બનવા માટે આ વીદ્યા પુષ્કળ ચીત્રો સાથે સમજાવી છે, (૪) માનસસંદેશા વિદ્યા અથવા મેંટલ ટેલીપથી—દૂર રહેલા બે વ્યક્તિઓ વચ્ચે માનસિક સંદેશા કેમ ચલાવવા, બીજાના વીચારો

પારખી કાઢવા અને વાંચવા (થૉટરીડીંગ) મારણ, મોહન. વશીકરણનો ભેદ, નેત્ર-વાણી- ઇચ્છા બળનો ઉપયોગ કરવાની રીતો, મેન્ટલ ફોટોગ્રાફો ઇત્યાદી બાબતો ચિત્રો સાથે સમજાવી છે. (૫) મોહિની વિદ્યા અથવા મેસ્મેરીઝમ—મેસ્મેરીઝમ શીખીને પાત્રને કેવી રીતે ઉંઘાડવો તેની પાસેથી પોતાની ઇચ્છા મુજબ કામ લેવું, પશુ-પક્ષીઓ પર તરેહ તરેહના પ્રયોગો કરવા, નજરબંધીની રીત, કપાલમોહન કરવું, પાણી અને કપડું મંતરવાની રીત, મેસ્મેરીઝમથી દર્દી મટાડવાની રીતો, વિનોદના ચમત્કારિક પ્રયોગો, હિપ્નોટીઝમ શીખવું. ઇત્યાદિ અનેક ચત્રો સાથે આપ્યું છે, (૬) પ્રેતાવાહન વિદ્યા અથવા સ્પિરિચ્યુએલિઝમ—ભૂતપ્રેત એટલે શું, તે સાચાં છે કે જુઠાં, તેમની સ્થિતિ અને પૃથ્વી સાથેનો સંબંધ ભૂતોનું આવાહન કરવાની રીતો, ભૂતો અને મંત્રોનો સંબધ, ભૂતોના ફોટોગ્રાફ, એ બાબતો સંક્ષેપમાં આપી છે, આ વિદ્યાને સંપૂર્ણ શીખવા માટે "સચિત્ર પ્રેતાત્મવિદ્યા" ગ્રંથ વાંચો. (૭) ત્રિકાળદર્શન વિદ્યા—ત્રિકાળદર્શી વીંટી આયના બનાવવાની રીત, કાજળી, પ્લેંચેટ, હાજરાત, ઇત્યાદિ શીખવવાનો સચિત્ર હુનર (૮) મંત્રવિદ્યા—મંત્ર સાચો પડે કે, નહિ, તે માટે શું કરવું, મંત્ર કેવી રીતે સિદ્ધ કરવો, દેવતાનો સંભંધ જોવો, જુદાં જુદાં દેવ દેવીઓના બીજ મંત્રો, રીદ્ધિ સંપત્તિ પ્રાપ્ત કરવાના દર્દી મટાડવાના મન કામના પુરી કરવાના સંખ્યા બંધ મંત્રોનો મહાસાગર. (૯) યંત્રવિદ્યા—યંત્રોની શક્તિ, સિદ્ધ કરવાનો વિધિ, રોગો મટાડવા, આવતિ ચિંતા-વ્યાધી અટકાવવા, ઇચ્છાઓ પુરી કરવી મોહન વશીકરણ વગેરેના અનેક યંત્રો, (૧૦) તંત્રવિદ્યા—મોહન, વશીકરણ, સ્તંભન અંજન ઇત્યાદિના ઇંદ્રજાલિક-ચમત્કારિક તથા વૈદકવીદ્યામાંમાં પણ ન હોય એવા અદ્ભુત જેટલી ઔષધાપ્રયોગો તેના ઉપયોગ માટેના વિધિ સાથે (૧૧)

સ્વપ્નવિદ્યા—ભૂમિ, પાણી, અગ્નિ, વાયુ, આકાશ પશુ પંખી, ધાતું, ધાન્ય, ઇત્યાદી અનેક વસ્તુઓનાં સ્વપ્નોનાં ફળ વિગતવાર સમજાવ્યાં છે. અનિષ્ટ સ્વપ્ના હોય તો નિવારણ કરવાની રીત પણ આપી છે. (૧૨) શકુનવિદ્યા—અંગ ફરકવા, કાગડાના શબ્દ વિષે ગરોળી અને કાચીડાના ચડવા પડવા વિષે, જૈન શકુન વિદ્યા, છીંક સારાં માઠાં શુકનની માહિતી, અનીષ્ટ શકુનનું નિવારણ. (૧૩) હસ્તાક્ષર પરીક્ષર વિધા—માણસના હસ્તાક્ષર પરથી તેની ખાસીયત જાણવાની આ વિદ્યા અદ્દભુત છે, અક્ષરના ગુણો વિગતથી સમજાવ્યા છે, ગાંધીજી, કલાપી, સ્વામીહંસ, મહારાણી વિકટોરીયા, સેક્સપીયર, આનંદશંકર ધ્રુવ, ટોલસટોય, નાનાલાલ કવિ, જમસેદજી જીજીભાઈ વગેરેની સહીઓની આકૃતીઓ આપી તેમની ખસીયતો ખુલ્લી કરી છે. (૧૪) કોકશાસ્ત્ર અથવા રતિવિદ્યા—સ્ત્રી-પુરૂશો અને તેમનાં ગુણાંગો વિશે માહિતી, આસનોની ઓળખાણ તથા ઉપયોગ, શક્તિ વધારવાના અને બીજા ગુપ્ત પ્રયોગો અનિષ્ટ રોગોના ઉપચારો, સ્ત્રી પુરૂષનાં લક્ષણોની પરીક્ષા, સ્ત્રી પુરૂષની કુટેવો ગર્ભાધાન પરીક્ષા, વંધ્યા સ્ત્રી માટેના ઉપચારો, મરજી પ્રમાણેનાં બાળકોની પ્રાપ્તિ ઇત્યાદી બાબતો સમજાવી ઘેર બેઠાં કરી શકાય તેવા પ્રયોગો આપ્યા છે.

---

મળવાનું ઠેકાણું.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે—બુકસેલર.**

ત્રણ દરવાજા—અમદાવાદ.

## વારતા નવમી.

### વિદ્વાન પુરૂષોની વડાઇ.

કોઇ એક નગરનો બ્રાહ્મણ દરિદ્રતાથી અતિ પીડાતો હતો તેથી તેણે વિચાર્યું કે—'મારૂં સઘળું જીવન ભીક્ષાવૃત્તિમાંજ ગુજર્યું. તથાપિ કાંઇ દ્રવ્યની પ્રાપ્તિ થઇ નહી માટે પંડિતોનો પોષિદા ફક્ત અત્યારે ધારાધીશ છે, તેથી ત્યાં જાઉતો દારિદ્રને દેશવટો મળે એમ વિચારી ઉજ્જયની ભણીનો રસ્તો લીધો કેટલાક દિવસે ઉજ્જનની નજીક જઇ પહોંચ્યો એટલે તેના મનમાં એક વિચાર ઉત્પન્ન થયો કેઃ—

**रिक्त पाणिर्न पश्येत राजन देवतां गुरुं**
**दैवज्ञं भिषजं मित्रं फलेन फल मादिशेत् ॥ १९ ॥**

રાજા, દેવ ગુરૂ, જોશી, વૈદ્ય ને મિત્ર એ છ સ્થાનકે ખાલી હાથે ભેટ લેવા જવુ નહિ કેમકે ફળ વડેજ ફળ મળે છે માટે અવશ્ય ગમે તે ફળ લેઇ જવું યોગ્ય છે, એમ વિચારી એક ગામમાંથી સુંદર રસદાર શેલડી–શેલડીના ખંડ-શરમા ખરીદ કરી લઇ વસ્ત્રમાં બાંધી લીધા અને ઉમંગ રંગમાં આનંદ માનતો ઊજ્જયનીએ આવી પહોચ્યો શહેર બ્હાર કોઇ યોગ્ય સ્થળે મુકામ કરી થાક ઊતારવા નિદ્રાદેવીનું અનુષ્ટાન આદર્યું. જ્યારે તે બીચારો નિંદ્રાને વશ થયો ત્યારે કોઇ ધુર્ત માણસે તેની ગાંસડી તપાસી જોઇતો એક વસ્ત્રમાં શેરડીના શરમા બાંધેલા જોયા તેમણે લેઇ લીધા અને તેને બદલે લાકડાના ન્હાના ન્હાના કકડા બાંધી પાછી હતી તેમ ગાંસડી બનાવી મૂકી રસ્તો માપ્યો.

પ્રાતઃકાળે રાજ્યસભાના અવસરે તે બ્રાહ્મણ પણ પોતાનું નિત્ય કર્મ કરી રાજ્ય સભામાં જઇ પહોચ્યો, આશીર્વાદ દઇ ઉમંગમાં અંધ બનેલા વિપ્રે તે શેરડીના કકડા છે કે નહી ? તે તરફ ન જોતાં લાકડાના કકડા ભેટમાં મૂકી ઊભો રહ્યો તે જોઇ ભોજરાજ અત્યંત ક્રોધાયમાન થઇ જોવા લાગ્યો; એટલે બ્રાહ્મણની નજર મુકેલી ભેટ તરફ ગઇ તેથી ભયયુક્ત બની વિચારવા લાગ્યો કે જે ઉમેદ માટે આવ્યો હતો તે ઉમેદને બદલે મ્હોત શિવાય અન્ય પ્રાપ્ત હવે થાય તેમ જણાતું નથી, અરે ભાગ્ય દેવી! શેરડીના કકડાને કાષ્ટના કકડા બનાવી દીધા ! તેથી જાણું છું કે તું ખરેજ પ્રતિકુલ છે એમાં જરા શક નથી. ?'

ભોજરાજે તે બ્રાહ્મણને પ્રત્યે પુછ્યું -'હે પ્રિય ! આ શું ચીજ ભેટ કરી છે ?' આ પ્રમાણે પ્રશ્ન પુછ્યો તે વખતે કાલીદાસ સમીપમાં સ્થિત હોવાથી દેવીના વરદાન પ્રતાપે બ્રાહ્મણની સર્વ હકીકત જાણી લીધી અને સ્વજ્ઞાતીના ગરીબ વિપ્રની વ્હારે ચડી ભોજરાજના મનનું સમાધાન કરવા બોલ્યો:-'હે પરોપકારી ગૌબ્રાહ્મણ પ્રતિપાલ આ બ્રાહ્મણ જે લાકડાના કકડા આપ આગળ મૂકયા છે તે જોઈ જરા પણ કોપ કરશો નહી; કેમકે તેમાં ગુહ્ય ભાવ કાંઇ ઓરજ ચમત્કૃતી સૂચવનારો છે તે એ છે કેઃ—

दग्धं खांडव मर्जुने नहि वृथाकल्पद्रुमै र्भूषितं
दग्धा वायु सुतेन हेमनगरी—लंकापुरि स्वर्णभूः
दग्धो कोक सुखो हरेण मदनो किंतेन युकं कृतं
दारिद्रं जनतोषलारक मिदं केनापि दग्धं नहिः ॥२०॥

કલ્પવૃક્ષને સુશોભીત કરે તેવું જે પાંડવ વન તે પાંડુ પુત્ર અર્જુને અગ્નિ દેઇ બાળી નાંખ્યું, તેમજ દશાનન-રાવણની સ્વર્ણભૂમી જે લંકા નગરી તે પવન પુત્ર હનુમાને બાળી નાખી તેજ પ્રમાણે પ્રાણી માત્રને સુખ દેનાર જે કામદેવ તેને સદાશીવે બાળી ભસ્મ, કર્યો, તથાપી લોક સુખની વાર્તા કોઇએ ઘડી કહાડી નહી, અર્થાત એ સર્વને બાળવાથી કાંઇ લોકનું દુખ ગયું નહીં, કેમકે જે સમસ્ત લોક-મનુષ્યોને સંતાપ ઉત્પન્ન કરનાર દારિદ્ર તેને જો બાળી ભસ્મ કર્યું હતે તો મનુષ્યો સુખની દશા પ્રાપ્ત થાત, પરંતુ તે તરફ કોઇએ લક્ષ આપ્યું નહીં, તેજ હેતુ માટે આપને વિનતી કરૂં છું કે આ કાષ્ટ વતે દારિદ્ર દગ્ધ કરી નાંખો. સારાંશમાં મારૂ દારીદ્ર બાળી નાંખો.

પૃથ્વીપતે ! એહેતુ માટે આ વિપ્રે આપ આગળ કાષ્ટ મૂકેલ છે માટે કૃપાનિધાનની મરજી અનુસાર કરવું ઘટે તે કરો.' આ પ્રમાણે કાલિદાસનું ભાષણ સાંભળી મહારાજાનો કોપ ઉતરી ગયો અને તે બ્રાહ્મણને અત્યંત દ્રવ્ય આપી તેનુ દરિદ્ર દહન કરી નાંખ્યુ તથા તે વિપ્ર કાલિદાસનો મ્હોટો ઉપકાર માનતો પોતાને સ્થાનકે ગયો.

વાર્ત્તાનો સાર એ છે કે-દીન દુઃખી વા જ્ઞાતિબન્ધુની નિઃસ્વાર્થ બુદ્ધિએ વ્હાર કરવી અને બગડેલી વાર્ત્તા સુધારી લેવા કેવી સમય સુચકતા વાપરવી ? તે આ વાર્ત્તા ઊપરથી સમજવાનુ છે માટે તેવી યુક્તિ શીખવાને સતસંગ કરવો.



## વારતા દશમી.

### રાજાઓની નજીવી રમ્મત ગમ્મતો પણ લાભકારી. ?

એક સમય ભોજરાજ શિકાર કરવા ગયા હતા તે વખતે શિકાર પાછળ ઘોડો દોડાવ્યો અને શ્રમ કર્યો છતાં પણ શિકાર હાથથી સટકી ગયો તેથી નિહોશ થઇ તાપ તરશથી વ્યાકુળ થયો સરોવરની તીરે ગીચ વૃક્ષોની શિતળ છાયામાં એક જાંબુડાના ઝાડ નીચે જઇ અશ્વ ઉપરથી ઉતરી પાણી પી વિસામો લીધો નાજુકામના મહા- રાજાને અતિ અસહ્ય પરિશ્રમ થયેલો તે શિતળ મંદ શુધંધ પવનના સ્પર્શની તથા વનની અને વનચર પક્ષીઓની ગમ્મત નિહાળવાથી શ્રમ દૂર થયો.

જે જાંબુના વૃક્ષ નીચે ભોજરાજે વિસામો લીધો હતો તેજ વૃક્ષ ઉપર એક વાંદરાઓનું ટોળું આવી પહોંચ્યું અને કુદકુદ કરી કેટલાંક જાંબુના ફળોને ગેરવી દીધાં તથા તે ફળો જાંબુ વૃક્ષ ઉપરથી તળા- વના જળમાં પડતાં હતાં, તે વખતે જે શબ્દ થતો હતો તે ભોજ- રાજે મનમાં ધારી લઇ ઘોડેસ્વાર થઇ પોતાના નગરમાં આવ્યો અને સભામાં પંડિતોને કહેવા લાગ્યો કે—' ( गुलुगुग्गुलु गुग्गुलु ) એટલે શું ?

આ પ્રમાણે રાજાનો પ્રશ્ન સાંભળી અન્ય પંડિતો તો વિચા- રમાં પડ્યા પરંતુ વરદાઇ કવીરાજ કાલિદાસ બોલ્યો કે—

जंबुफलानि पक्कानी पतंति निर्मले जले॥
कपि कंपित शाखातो गुलुगुग्गुलु गुग्गुलु ॥ २१ ॥

વાંદરાની કંપાવેલી જાંબુડાની ડાળીઓ ઉપરથી પાકેલાં જાંબુ સુંદર જળમાં પડતાં હતાં તે વખતે શબ્દ થયો હતો તે 'ગુલુ,ગુગ્ગુલુ ગુગ્ગુલુ,' બોલ્યો કે—' હે સુકવિ ! વીના જોયે પારકા હૃદયની વાર્તા શી રીતે જાણી શકો છો ? હું માનું છું કે, સાક્ષાત સરસ્વતીના અવતાર રૂપજ તમે છો. ' એમ કહી વારંવાર કવીને નમસ્કાર કરી ધન્યવાદ આપતો ગર્વાનંદમાં મગ્ન થયો,

વાર્તાનો સાર—ખુલ્લોજછે.

ભાગ બીજો સમાપ્ત.

શ્રી વિશ્વનાથ પ્રસન્નોસ્તુ !

શ્રી

# ભોજ અને કાલિદાસ

## એઓની

અપુર્વ આનંદ સાથે સુબોધ આપનારી

વાર્ત્તાઓનો

## ભાગ ત્રીજો.

---

### વારતા ૧૧ મી.

---

**વિદ્યા દેવીથી વિશેષ કોઇ મોટો દેવ વિશ્વમાં છેજ નહિ ?**

એક સમય ભોજરાજે વિલાસને વાસ્તે એક નવીન અપૂર્વ મહેલ બંધાવ્યો પરંતુ વાસ્તુ કર્યા પહેલાં તેમાં એક બ્રહ્મરાક્ષસે વાસ કર્યો તેથી જે કોઈ માણુસ એ મહેલમાં જઇ રાત્રીના સમય શયન કરે કે તેને તે રાક્ષસ ભક્ષણુ કરી જવા લાગ્યો જેથી મહારાજાએ મોટા મોટા મંત્ર શાસ્ત્રિઓને બોલાવી તે રાક્ષસને ખસેડવા અનેક મંત્ર પ્રયોગ કરાવ્યા પરંતુ તે રાક્ષસ તો જે માંત્રિક બનીતેને ખસેડવા જાપ જપી હોમ કરે કે તેનેજ ભક્ષણુ કરી પોતે પછી પુર્વે ભણેલી વિદ્યાના સુત્રો બોલી આનંદ માનતો હતો. એમ કેટલોક

સમય ગયોને જેજે રાજાએ ઉપાય કરાવ્યા તે તે સઘળા નિષ્ફળ ગયા; જેથી છેવટે કાલીદાસ પ્રત્યે કહેવા લાગ્યા કે-' હે કવિરાજ ? આ બલા શી રીતે ખશે ?' તે સાંભળી કવીરાજે કહ્યું કે—' હે નરનાથ ! મારા સમજવામાં એમ આવે છે કે—એ બ્રહ્મરાક્ષસ કોઇ સંપૂર્ણ શાસ્ત્રોનો જાણનાર સારો કવિ હોવો જોઇએ માટે ઈશ્વરી પ્રતાપે હું તેને પ્રસન્ન કરી કાર્યો સિદ્ધ કરવા હિંમત રાખું છું હવે બીજા મંત્રવાદીઓને મોકલવા બંધ કરો અને મારા મંત્રનો ચમત્કાર જુવો ! એમ કહી પોતે તે મેહેલમાં જઇ શયન કર્યું.

એ બ્રહ્મરાક્ષસે એવો ક્રમ ચલુ રાખેલો હતો કે કોઇ નવો માણસ તે મહેલમાં આવે કે, પ્રત્યેક પોહોરમાં તેને પાણીનિયના સૂત્ર રૂપજ એક એક સમસ્યા પૂછતો જો તેને ઉત્તર પોતાના વિચાર પ્રમાણે મળતો આવે તો ઠીક નહી તો તે બ્રહ્મજ્ઞ નથી એમ સમજી અરૂણોદય થતાં તેને મારી નાંખતો એજ નિયમ પ્રમાણે પહેલે પહોરે તે બ્રહ્મરાક્ષસે આવી સમસ્યા કહી કે—' **सर्वस्यद्वे**—સર્વને બે વસ્તુ છે ?'

તે સાંભળી કાલિદાસે જવાબ આપ્યો કે-**सुमती कुमति सपदा पत्तिहेतु**-સુમતી અને કુમતી એ બે વસ્તુ સંપતિ અને વિપતીના કારણ રૂપ છે.

. પુનઃ બીજે પોહોરે રાક્ષસે પુછ્યું કે-

**वृद्धोयूषा** વૃદ્ધ યુવાનની સાથે ?

તે સાંભળી કાલિદાસે ઊત્તર આપ્યો કે-'**सहपरिचयात त्यज्यते कामिनीति** યુવાનની સંગાથે પરીચય થવાથી સ્ત્રીઓ વૃદ્ધને ત્યજી દે છે.

ફરી ત્રીજા પોહોરે રાક્ષસે પુછ્યું કે-'**यकोगोत्रो** ગોત્રમાં મુખ્ય? તે સાંભળી કવીરાજે જણાવ્યું કે-**सभवति पुमान् यःखुटुंबविभर्ति** તે પુરૂષ છે કે જે આખા કુંટુંબનું પોષણ કરે છે.

ફરી ચોથે પોહોરે આવી રાક્ષસે પુછ્યું કે-**स्त्रीपुंवच**—

સ્ત્રી પુરૂષની રીતે?

તે સાંભળી કાલીદાસે જણાવ્યું કે-**प्रभवतियदामृद्रिगेहंविनष्टम्**-જ્યારે સ્વતંત્ર થઇ જાય છે ત્યારે ઘરનો નાશ થાય છે.

**सर्वस्यद्वे सुमत्ति कुमति संपदापत्तिहेतु ।**
**वृद्धोयुवा सहपरिचयात् त्यज्यते कामिनीभिः**
**एकोगोत्रेसभवतिपुमान् यः कुटुंबविभर्ति**
**स्त्री पुंव्च प्रभवतियदा तद्रिगेहं विनाष्टम् २२**

આ પ્રમાણે ચાર પોહોરમાં પોતાના અભિપ્રાય પ્રમાણેજ ઉત્તર મળેલા જાણી બ્રહ્મરાક્ષસ પ્રસન્ન થયો અને પ્રભાતે કાલીદાસને કહેવા લાગ્યો કે—'હે સુમતે! હું તારા ઉપર પ્રસન્ન છું; માટે જે ઇચ્છા હોય તે માગ!'

આ પ્રમાણે બ્રહ્મરાક્ષસનું બોલવું સાંભળી કાલિદાસ હાથ જોડી કહેવા લાગ્યો કે-' હે ભગવાન! એજ વર માગું છું કે-આ મહેલ છોડીને બીજા કોઇ સ્થાનમાં પધારો ' આ પ્રમાણે વચન કહેતાંજ તે બ્રહ્મરાક્ષસ તે મકાન છોડી ચાલતો થયો અને કાલિદાસે ભોજરાજને તે સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો તથા પોતે તે મહેલમાંથી જીવતો પાછો આવ્યો એજ મ્હોટી સાબીતી થઇ સમજી રાજા કાલિદાસ ઉપર બહુજ પ્રસન્ન થયો અને લક્ષ શિરપાવ આપી અધિક માનપત્ર કર્યો

વાર્તાનો સાર એ છે કે-વિદ્વાન સમજુ પુરૂષને વિદ્યા તથા વિનયવડે લોભીને ધનવડે કામીને કામકલ્લોલવડે ધાર્મિકને ધર્મ વચનોવડે મિત્રને પવિત્ર પ્રીતીવડે, સ્ત્રીઓને કપટચતુરતાવડે અને મૂર્ખને તેના કહ્યા પ્રમાણે ચાલવાવડે કરી લેવા આ ઉપરનો મંત્ર બરોબર ધારી લેવાથી શતરૂ મિત્ર થાય છે, સર્વ સ્થળે માન મળે છે અને સર્વ સંકટોથી મુક્ત થઇ વૈભવવંત બને છે માટે ચતુર પુરૂષોની સેવા કરી એવા મંત્ર હાથ કરો.

---

## વાર્તા બારમી.

---

### વચનમાંજ વશીકરણ છે ?

એક સમય કોઈ બ્રાહ્મણ ઉજ્જયનીમાં ભીક્ષા માગવા ગયો, પણ તે દિવસે કોઇ મોટી પર્વણી હતી જેથી શેહેરવાસ જનો સર્વે ગંગા સ્નાન કરવા ગયાં હતાં જેથી તેને કિંચિત પણ ભિક્ષા મળી નહીં, તે કારણથી પાછો ઠાલો માલો પોતાને ઘેર આવ્યો તે જોઇ તેની સ્ત્રીએ કટુ વચનનો પ્રહાર કરતાં ગડદા પાટુનો સ્વાદ પણ ચખાડયો, તેથી અંદરો અંદર કલેશ મચી રહ્યો, તે કેમે કરી શાંત પડે નહીં. છેવટે રાજના શીપાઇઓએ તે બન્નેને પકડી રાજ સભામાં હાજર કર્યાં અને ભોજરાજે તેઓ વચ્ચે કલેશ મચવાનું કારણ પુછયુ ત્યારે તે બ્રાહ્મણ ભોજરાજ પ્રત્યે કહેવા લાગ્યો—

अंबातुष्यति नमया न स्नुपया सापि नांबया नमया
अहमपि नतया नतया यदाराजन् कस्यदोषोयम् २३

હે પૃથ્વીપતે ! મારી માતા કંઇથી પ્રસન્ન રહેતી નથી; તેમ મારી સ્ત્રી મારી સાથે પણ કદિ પ્યાર રાખતી નથી તેમજ મારી સ્ત્રી પણ મારી કે મારી માની સાથે કદિ પ્યારભાવથી રહેતી નથી અને હું પણ તે સાથે કે મારી પોતાની સાથે પ્રસન્ન નથી ત્યારે આપજ ન્યાય કરો કે એમાં કોનો દોષ છે !

આ પ્રમાણે બ્રાહ્મણનું બોલવું સાંભળી સર્વ પંડિતો તેના બોલવાનો નિશ્ચય કરી શકયા નહી પણ ચતુર શીરોમણી રાજા પોતાની બુદ્ધિજ સમજી ગયો કે આ બધાંતે અંદરોઅંદર કલેશ થવાનું મૂળ કારણ દારિદ્રજ છે કેમકે જો સુખ સંપતિ હોય તો આમ અંદરો અંદર આ પ્રસન્નના નિરંતર ચાલેજ નહીં વિચારી પુષ્કળ ધન આપી તેનો કલેશ નિર્મુળ કર્યો છે, એવા મમીક ભાવથી દયાળુ દેશપતીને.

વાર્તાનો સાર એ છે કે—આપણી પાસે પૈસો હોય અથવા પુષ્કળ નાણાં રળી આવતા હોઇએ તો આપણાં પિતા. માતા બ્હેન ભાઇ તથા સગાં સહોદર મિત્ર અને સ્ત્રી તેમજ સંતાન સર્વ કોઇ પ્રેમની નજરે નિહાળી અધીક મમતાથી વર્તે છે: પરંતુ દારિદ્રાવિસ્થા આવી લાગે તો સગા મા બાપ ભાઇ ભગની અને સ્ત્રી, સંતતી તથા મિત્રો વિગેરે સર્વ સહામુ જોવા ચાહતા નથી તો આપદામાં આશ્રય આપવાની તો વાતજ શી ? માટે સર્વ પહેલાં જેમ બને તેમ કરી પૈસો મેળવો તોજ સર્વ પ્રકારે બેડો પાર છે નહી તો રોડાની માફક રખડશો.

---

# સચિત્ર ત્રિકાળ-જ્ઞાન-દર્શક

અથવા

## અદ્‌ભુત વિદ્યાઓનો મહાસાગર [ ગ્રંથ બીજો. ]

આમાં નીચેના ૧૪ વિદ્યાઓ આપી છે. ૪૨૪ પૃષ્ઠ, ૧૧૩ પરિચ્છેદો, ૧૦૮૬ બાબતોની મહિતી અને ૧૯૪ ચીત્રો તથા આકૃતીઓ આપી છે, સોનેરી પુઠું મુલ્ય રૂ. ૫ વી. પી. થી રૂ. ૫-૯-૦

(૧) સ્વરોદય વિદ્યા—પાંચ તત્વો અને સ્વરનો સંબંધ, સ્વર ઓળખવાની અને તેની શકિત સમજવાની રીતો, પ્રાણવાહક નાડીઓની માહીતી, રોગ મટાડવાના નીયમો, પ્રશ્નનો જવાબ મેળવવાની પ્રતિકૂળ સ્વરને અનુકૂળ કરવાની રીતો વશીકરણનો, ગર્ભનો, વર્ષફળનો, આયુષ્યનો વીચાર છાયાપુરૂષદર્શન, ઇત્યાદિ. (૨) યોગવિદ્યા—યોગના પ્રકારો, યોગ શીખવાની રીતો, આસનો પ્રણાયામ કરતાં શીખવા વિષે ધોતી-બસ્તી-નેતી-નોળી-ત્રાટક કરતાં શીખવાની રીતો, મૂદ્રાઓ શીખવાની રીતો ધ્યાન અને સમાધિ શીખવાની રીતો, એ બધુ વીસ્તારથી અને સંખ્યાબંધ ચીત્રો આપીને એટલું સ્પષ્ટ સમજાવેલું છે કે તેની મદદથી સહેલાઇથી યોગ શીખી શકાય. (૩) સૂર્યચક્ર જ્યોતિષ અથવા જન્મ તારીખ ઉપરથી ભવિષ્ય પરીક્ષણ—ફક્ત માણસની જન્મ તારીખ ઉપરથીજ તેના ગુણ, સ્વભાવ, શકિત, મીત્ર, ગુપ્ત આરોગ્ય, અને ભવિષ્ય જાણવાનું તમને આ ભાગમાંથી મળી આવશે. (૪) રમળવિદ્યા—રમળના પાસા બનાવવાની, પાસા નાખવાની રીતો, શકુનનો પ્રસ્તાર કરી તેને આધારે હરકોઇ પ્રકારના પ્રશ્નોના જવાબો સહેલી રીતે મળી શકે છે, રમળ વિદ્યાની બીજી ગુચવણો આમાંથી કાઢી નાંખીને તે વિદ્યાને સરળ બનાવી છે એટલે પોતાની મેળેજ શીખી શકાશે. (૫) ત્રિકાળદ્દષ્ટાવકાસ અથવા કલેઅર વોયન્સ—મનુષ્યની

ત્રિકાળ દર્શનની શકિત કેળવવાની દેશી અને વીલાયતી અનેક રીતો-ચિત્રો સાથે વિલાયતી ત્રિકાળદર્શી આયનો, ક્રીસ્ટલ ગેઝીંગ, જળમાં ત્રિકાળદર્શા, કેફી પદાર્થોના સેવનથી ત્રિકાળદર્શન, ધ્યાનસિદ્ધ કરવાની માહીતી, ત્રિકાળદર્શનનાં દૃષ્ટાન્તો વગેરે. (૬) સંવત્સર પરીજ્ઞાન—૬૦ પ્રકારના સંવત્સર તેનાં જુદાં જુદાં ફળો સોંઘવારી મોંઘવારી, દુકાળ જાણવાની રીતો, ગ્રહણનું. અમાસનું, અધિકમાસનું, સંક્રાન્તનું શુભાશુભ ફળ. હોળીપરથી વર્ષફળ. ગુરૂ-શુક્ર-શનિ-અને બીજાગ્રહોની ગતિ ઉપરથી આખા વરસનું ફળ જાણવાની રીતો, મેઘ. ગર્ભનો વીચાર રાજા-મંત્રી-રસકસના સ્વામીનું ફળ જુદી જુદી ચીજોનિ તેજી મંદી વિષે, તૈયાર કરવાની સહેલી રીત વગેરે. (૭) મુહૂર્ત પરીજ્ઞાન—ગર્ભાધાન, સીમંત નામકર્મ, અન્નપ્રાશન, મુંડન, નિશાળે બેસાડવાનું ઇત્યાદિ જાત-કર્મ સંસ્કારનાંઅનેક મુહૂર્તો; ઘર બંધાવવા, થાંભલો રોપવો, મોભ ઘાલવો. બરસાખ ઘાલવી; વાસ્તુ કરવું, દુકાન માંડવી વગેરેનાં મુહૂર્તો; યાત્રા કે પ્રવાસે જવા માટેનાં અનેક પ્રકારનાં મુહૂર્તો. ખેડૂતોને માટેનાં મુહૂર્તો જેવાં કે હળ ચલાવવું, બિજ ઓરવાં, ઝાડ રોપવાં. નવું ગાડું ચલાવવું, વગેરે; સ્વરશકુન છાયાશકુન, પિંગળા શકુન અંગ ફરકતું, છીંકનાં શકુન, આંખ ફરકવી વગેરે; સ્વપ્નસાર શુભાશુભ સ્વપ્નો, દેવ પ્રતિષ્ઠાનું મુહૂર્ત, રાજ્યાભિસેકનું મુહૂર્ત, મંત્રસાધનાનું મુહૂર્ત પરબ મંડાવવાનું મુહૂર્ત, ચાહના પ્યાલા ઉપરથી જોવાનું શુભાશુભ ફળ. ધ્રુવાંક ઉપરથી પ્રશ્નફળ, ગૌતમ પ્રશ્નાવળી; ઈત્યાદિ. (૮) જાદુવિદ્યા—જાદુગરે શીખવાની ચતુરાઇ, ગંજીફાના સંખ્યાબંધ ખેલો, હાથ ચાલાકી કરતાં શીખવાની સમજુતી, કરામતવાળા ગંજીફા, રસાયનીક જાદુના સહેલા અનેક ખેલો, યાંત્રિક સાધનો વડે કરવાના ખેલો અને એ યંત્રો બનાવવાની

સમજુતી, રૂપીયાને બોલાવવો, એક ટેકરાપર માણસને સુવાડવો, બંદુકની ગોળી ઝીલવી, બાંધેલા હાથ છોડી નાંખવા, બાટલીને શ્વાસ અદલ બદલ કરવા, જાપાનીજ જાદુઇ પેટી. આસરે જુદા જુદા ૭૦ ખેલો. મંત્રવિજ્ઞાન વિદ્યા—મંત્રના પ્રગોગો માટે કામવાર અંગુલીનો નિર્ણય, યક્ષિણીઓને સાધવા મંત્રો, રાજા સ્ત્રી-પતિ ભૂત ઇત્યાદીને વશ કરવાના મંત્રો, શત્રુ-સસ્ત્ર-અગ્નિ-જળ-આસન-મેઘ-ચોર દૃષ્ટિ વગેરેનું સ્થંભન કરવાના મંત્રો, મોહન ઉચ્ચાટનના મત્રો શાંન્તીકરણના મંત્રો મુસલમાની મંત્રો, દાટેલું ધન દેખવાનો, ચોર પકડવાનો ભૂત ઉતારવાનો, ધનવૃદ્ધિનો, કાર્યસિદ્ધિનો; વેપારમાં લાભ મેળવવાનો વિદ્યાવૃદ્ધિને, દર્દો મટાડવાના મત્રો, અદૃશ્ય થવાનું અંજન ર્પ નસાડવાનો વીછી ઉત્તારવાનો, વિષનિવારણનો મંત્ર વગેરે આશરે દોઢસો મત્રોના પ્રયોગો. (૧૦) મંત્રસાધન વિદ્યા—જૂદી જૂદી જાતના સિદ્ધવીસા મત્રો તે સિદ્ધ કરવાની વિધિ; વશીકરણ. મોહન. સ્તંભન ઇત્યાદિના મત્રો વંધ્યા ગર્ભધરે, તાવ દુર થાય, રાજસભામાં માન મળે, ભુતનો ભય દુર થાય, જુગારનો દાવ જીતાય, ઘરમાં સાપ આવે નહી, વિષમમા મરતી કંઠમાળા જામ અનેક જાતના તાવ મટે, તે માટેના મંત્રો, શીતળાનો-કાળકાનો-હનુમાનજીનો મંત્ર એકંદરે પુષ્કળ મત્રો આપ્યા છે. (૧૧) તંત્રપ્રયોગ સંગ્રહ—વશીકરણ, મોહન, સ્થંભન, પ્રહાસ, ઉચ્ચાટન આકર્ષણ ઇત્યાદીના તાંત્રિક પ્રયોગો; ઇંદ્રજાલીક ચમત્કારીક પ્રયોગો જેવાકે જળમાં તારાદર્શન, મરેલો દેડકો બોલે જમતાં છતાં પેટ ન ભરાય, બગડેલું ણું સુધારવું, જુદી જુદી ગુપ્ત અક્ષરો. જાદુઇ સાબુ પાંચ પ્રકારના રંગ બદલવા. એક ડાળીપર અનેક જાતનાફુલો, વૃક્ષ ઉપર દીપમાળા; જડવી વૈદકના પ્રયોગો જેવા કે દમનો કાનના દર્દનો ગર્ભ રહેવાનો પરમીયાનો, મસા દુર

કરવાનો, ઇન્દ્રલુપ્ત રોગ માટે વાળ વધે, તેના ઉપાયો મદનમોદક, યોનિસંકોચના ઉપાયો, સ્તનવૃદ્ધિના ઉપાયો, જુદા જુદા જંતુઓના વિષનું નિવારણ. અરીણના વિષનું નિવારણ, આધાશીશી-હેડકી-નાસુર-ખીલ વગેરેના અનેક ઉપાયોનો સંગ્રહ.(૧૨) હસ્તસામુદ્રીક વિદ્યા—હાથના પંચાની અને હાથમાંની રેખાઓ, ચિન્હો, વગેરેની ઓળખ, તે ઉપરથી માણસનાં લક્ષણો, સ્વભાવ. ભવિષ્ય, રોગ વગેરે વર્તવાની વિદ્યા. અવિદ્યાને જોઇતાં ચિત્રો મળે એટલી અને સ્પષ્ટ બનાવી છે કે થોડા વખતમાં એ વિદ્યામાં પારંગત થઇ શકશે. (૧૩) મુખસામુદ્રિક વિદ્યા—નાક, મોઢું ઓઠ, આંખ: પોપચાં, ભમર, દાઢી, હડપચી, ગાલ કાન અને કપાલ. માત્ર માણસના મ્હોં ઉપર નજર કરીનેજ ઓળખી લેવાની અને તેનો સ્વભાવ, શક્તિ, ખાસીયત ઇત્યાદિ જાણી લેવાની સહેલી રીતો જુદા જુદા અવયવોની ૬૦ આકૃતીયો સાથે સંપુર્ણ સમજાવી છે. (૧૪) દાંપત્ય વિજ્ઞાન વિદ્યા—કામબીજ વિશેનું અજ્ઞાન સંસાર સુખપર થતો અઘાત અને તેનાં કારણો, પ્રેમકળા અને પ્રેમચેષ્ટા, સ્ત્રીની કામવાસનાનો નીયમ, તેની ભરતી તથા ઓટ બતાવનારો નકશો, સ્ત્રી પુરૂષનાં ગુહ્યાંગોની રચના સમાગમનું પ્રમાણ, અનુકૂળ અને પ્રતિકૂળ સમાગમની સમજ સમાગમ માટે સ્ત્રીની તૈયારી, સુખાસન કયું ? સમાગમના શારીરિક લાભ અપૂર્ણ સમાગમનાં માઠાં પરિણામ સગર્ભાવસ્થામાં સમાગમ, ગર્ભવંતીને થતી ઉલટી, વંધ્યાત્વના ઉપાયો શેરડી કરીગા બાળકો સંતતિ નિયમનું ઇત્યાદિ.

મળવાનું ઠેકાણું

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

**ત્રાગુ દરવાજા—અમદાવાદ.**

# ઘર વકીલ.

**આમાં, દિવાની, ફોજદારી, તથા રેવન્યુ કાયદાઓનો સંગ્રહ છે.**

કાયદાના હિમાતીયો, ઇંગ્રેજી નહી ભણેલા, તેમજ કોર્ટ સંબંધીનું કામકાજ કરનારાઓ સારૂ આ પુસ્તક એક ઉતમ બક્ષીસ છે જુજ બાબતો સારૂ વકીલ અગર બેરીસ્ટરોની ફી ભરવા કરતાં આ પુસ્તક પાસે રાખવું એ ઘણુંજ લાભદાયક છે આમાં ઇન્ડીયન પીનલકોડ, ક્રીમીનલ પ્રોસીજર કોડ, ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટની વિશેષ સત્તા, રાજદ્વારી કેદીને દેશપાર કરવાનો કારીગર અને મજુર, બજારો તથા મેળા ભાડાના વાહન, વીલેજપોલીસ છાપખાનાં કારખાનાં તથા વર્તમાનપત્રો, ઢોરના અતિક્રમણ, ભટકતા યુરોપીયનો, નાટકના, ખેલ, અફીણ, આબકારી, જમીનમાં દાટેલા ધન હથીઆર, તાર, ટ્રામવે, પોસ્ટ, મીઠા, ડીસ્ટ્રીકટ પોલીસ રેલવે, જનાવર ઉપર થતું ઘાતકીપણું અટકાવવા, સ્ટીમબોઇલર, એકસ્ટ્રાડીશન, ઝેરી જણશો મોટરવાહન, બાર થનારા પદાર્થો, વર્તમાનપત્રો, ફટકા પ્રેસ, વીજળી, ગુન્હા કરનારી જાતો રાજદ્રોહી સભા. કાઃખાનાં, ગાંડા માણસો, જીંદગીના વીમા, ઘોડદોડની સરતો, વૈદકીય નોંધો રાખવા, પોલીસ ઓફીસરોના અખત્યાર, હરકોઇ સખ્શના અખત્યાર, પીનલકોડ મુજબના ગુન્હાનું પત્રક, હિંન્દુ ધર્મશાસ્ત્ર, દત્તક બક્ષીસ, વીવાહ, વીલ વારસો. છુટાછેડા, ખોરાકી પોશાકી વીગેરે સર્વ બાબનો તથા પારસી લોકોનાં લગ્ન તલાક વગેરે વગેરે બાબતો, વારસનામુ, તથા તે સંબંધીની જુદી જુદી બાબતો, મુસલમાની કાયદો, શાદી, તલ્લાક વગીર, બક્ષીસ. વકફ, ખોરાકી પોશાકી વગેરે વગેરે બાબતો અપકૃત્ય તથા એ સંબંધીની

જુદી જુદી બાબતો, કોર્ટ સંબંધીના અધિકાર ન્યાત સંબંધી; હિન્દુ વિધવા પુનઃ લગ્ન દીવાની, કોર્ટના દરજ્જા, કોર્ટ ફી તથા તે સંબંધીની જુદી જુદી બાબતો, હિંન્દુ લોકોનાં વચીયતનામાં પુરાવા તથા તે સંબંધીની જુદી જુદી બાબતો, રૂમ, ત્રિશેષ ન્યાય કરજદાર ખેડુતોને મદદ કરવા તથા તે સંબંધીની જુદી જુદી બાબતો, પ્રોબેટ, ટ્રસ્ટ અને તે સંબંધીની જુદી જુદી બાબતો મીલકત તબદીલ કરી આપવા તથા તે સંબંધની જુદી જુદી બાબતો, સુખાધીકાર તે સંબંધની જુદી જુદી બાબતો કંપની તથા તે સંબંધની જુદી જુદી બાબતો, સ્મોલકોઝ કોર્ટથી મયત માણસનું લેણું વસુલ કરવા સરટીફિકેટ, સગીરની જાત તથા મીલકતના વાલી નીમવા, વેહચાણુ નાદાર ઠરાવવા તથા તે સંબંધીની જુદી જુદી બાબતો, જમીન મહેસુલ તથા તે સંબંધી જુદીજુદી બાબતો, જમીન ઉપરના હકપત્રો, લોકલફંડ, વતન ભાગીદારી તથા નરવાદારી, સમરી સેટેલમેન્ટ તાડાગીરાસ; મતાદાર તાલુકદારો કોર્ટ ઓફ વોર્ડસ તગાવી ઇનકમટેકસ ઇરીગેશન, જંગલ તમાકુ, ખુષ્કીજગાત, જળમાર્ગની ડ્યુટી, હિન્દુસ્તાનનાં બંદરો દેશી ઉતારૂ લઇ જનારાં વહાણો. સુતરાઉ માલપરની જકાત, સાર્વજનિક હોડી, ઘાટ, સાર્વજનિક રસ્તા તથા પુલો કબજા વહીવટ, જનરલ સ્ટાંમ્પ એકટ, સાર્વજનિક કામ સારૂ જમીન લેવા બાબત ચલણી નોટો, નાણાં દસ્તાવેજના જુદી જુદી જાતના નમુના વીગેરે ઘણી ઘણી બાબતો આમાં આપવામાં આવેલી હોવાથી સર્વ સાધારણો તેમજ થોડુ ભણેલાઓને ખાસ સંગ્રહવા યોગ્ય છે. પાકું પુંઠું ગ્લેજ કાગળ જુજ પ્રતો શીલકે છે છતાં કિંમત માત્ર રૂ. ૧–૦–૦ પોસ્ટેજ ૦–૧૨–૦ જુદા આજેજ મંગાવો.

મળવાનું ઠેકાણું:—બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

ત્રણદરવાજા—અમદાવાદ.

# વારતા તેરમી.

## કુલિનતા બોલતાંવેંતજ કળાય છે.

એક સમય ભોજરાજ ઘોડો ખેલાવતા શહેરમાંથી ઉદ્યાન તરફ જતા હતા તે વખતે રસ્તામાંથી લોકોને બાજુ ઉપર ખસેડવા રાજપુરૂષો સુચના આપતા હતા, તેવામાં એક આંધળો રસ્તામાં જતો હતો તેને તે રાજપુરૂષો કહેવા લાગ્યા કે—'ઓ આંધળા! આંધળા! હઠીજા બાજુ ઉપર ' એમ હાંક મારી તેને રસ્તામાંથી બાજુ ઉપર કર્યો. જ્યારે રાજા તેની પાસે આવ્યો ત્યારે બોલ્યો કે-' અહો અંધરાજ! કેમ કુશળ તો છો?" આ પ્રમાણે મધુરાં વાક્યો સાંભળી અંધ બોલ્યો—'નામવાર! આપને મળ્યાથી પરમ સુખી થયો છું; કેમકે સુપ્રસન્ન વદનવાળા ભુપતિની દ્રષ્ટિ જ્યાં જ્યાં પડે છે ત્યાં ત્યાં શુદ્ધતા કુલીનતા, ભદ્રતા અને સુભગતા એની મેળેજ જઇ મળે છે.' રાજાએ કહ્યું કે-તમે શી રીતે જાણ્યું કે હું રાજા છું તેના જવાબમાં અંધે જણાવ્યું કે—' મહારાજ! ભોજરાજા વિના બીજો કોણ આવું મધુર ભાષણ કરે કેમકે બીજા નાચતો ગાળો દઇને ગવા માટે જાણું છું આપજ ભોજરાજા છો જો કે મારાં લલાટ ચક્ષુ તો નાશ પામ્યાં છે; પરંતુ હૃદય ચક્ષુ માટે માણુસને ઓળખી શકુ છું.

આ પ્રમાણે અંધના વચન સાંભળી ભોજરાજે પ્રસન્ન થઇ પુષ્કળ દ્રવ્ય આપી તેને સુખી કર્યો.

વાર્તાનો સાર એ છે-માણુસના આચાર વિચાર બોલવા ચાલવા અને પોષાક ઉપરથી ચતુર મનુષ્યો સમજી લે છે કે આ કુળ-

વાન છે, કે અકુલીન છે! કેમકે કુલવાન પુરૂષના મ્હોંમાંથી હલકાં વ. ચન નિકળેજ નહી, દૈવ સંયોગે કદાચ દુબળ સ્થિતિ થઇ હોય; ત. થાપિ પોતાનો કુધર્મ ત્યજતો નથી માટે બોલવા ચાલવામાં કે પોશાક વા રહેણીમાં હલકાઇ વાપરવી નહી નહી તો માન-પ્રતિષ્ટા નષ્ટ થાય છે અને કુલીનના ઘરમાં જન્મ થયા છતાં પણ અકુલીનની ઓ. ળમાં ગણના થાય છે.

---

## વારતા ૧૪ મી.

---

### અનુભવ એજ મહાન શિક્ષક છે.

---

એક સમય ભોજરાજાએ કાલિદાસ પ્રત્યે પુછ્યું કે " આ જ. ગતમાં સર્વથી વધારે હઠીલો સ્વભાવ કોનો હશે ? તે સંભળી કાલી. દાસે કહ્યું કે—'મહારાજ ? મારા સમજવા પ્રમાણે ન્હાનાં બાળકોનો સર્વથી વધારે હઠીલો સ્વભાવ હોય છે કે-તેની ઝક-હાડો કોઇથી પૂર્ણ કરી શકયાજ નહીં.' તે સાંભળી ભોજરાજે કહ્યું કે—'બાળકનો હાડો પુરો કરવો એમાં શું મ્હોટી વાત છે? કેમકે જે ચીજ માટે હાડો લીધો હોય તેને લાવી આપી કે ઝટ ખુશી ખુશી થઇ જાય' કાલીદાસે કહ્યુ કે- ક્ષિતિપતિ ! દરેક વસ્તુ કહેવી સહેલ છે પણ કરવી મુશ્કિલ છે. તેમ જ્યાં સુધી કરી નથી જોઇ ત્યાં સુધી તેમાં કેવી મુશીબત છે કે તે જાણી શકાયજ નહી, તેમ છતાં જો એમજ હોય તો હું છોકરો બનું અને આપ પિતા થઈ મારો હાડો-હઠ પુર્ણ કરો એટલે સઘળો અનુભવ મળીજ જશે તે સાંભળી ભોજરાજે કહ્યું-

કે. કબુલ છો !' તદનંતર કાલિદાસ બાળચેષ્ટા પ્રમાણે રોવું અને હાડો ચરૂકરી પિતા રૂપ ભોજને પજવવા લાગ્યો તથા કંઇ કંઇ ચીજો માગવા લાગ્યો તેથી ભોજરાજે જે જે ચીજો માગીને હાજર કરી ત્યારે બાળચેષ્ટા કરનાર કાલિદાસે કહ્યુ કે ભેંસનું દુધ પાઓ રાજાએ દુધ આણી આપ્યું ત્યારે પીતાં પીતાં બોલ્યો કે ના ના હવે એ દુધ નથી પીવું માટે આ દુધને પાછું ભેંસના આંચરમાં ઘાલી આપો, તે સાંભળી રાજાએ કહ્યું કે—દુધ આંચળમાં પાછું પેસતુ હશે ! છોકરો 'ના ગમે તેમ થાય પણ આ દુધ તો આંચળમાં ઘાલી જ આપો એમ કહી બહુજ હાડો કરી રડવા લાગ્યો પણ તેની હઠ શી રીતે પૂરી કરવી ! છેવટે ભોજરાજ થાક્યો અને બાળકની હઠ પુરી ન થાય એ સત્ય છે એમ કહી કાલિદાસની વાંતો કબુલ રાખી સત્ય શોધકના માટે ધન્યવાદ આપ્યો.

વાર્તાનો સાર ખુલ્લોજ છે.

---

## વારતા ૧૫ મી.

---

## વિદ્યાની મહતા.

---

એક સમય ભોજરાજ રાજ પાટિકા ફરવા ગયો તે વખતે એક મનુષ્ય માથે કાઠીનો ભારો ઉપાડી નદી ઉતરતો હતો તેના વેશ ઉપરથી બ્રાહ્મણ છે એમ જાણી ભોજરાજે તેને પુછ્યુ કે—

**कियन्मात्र जलंविप** -હે વિપ્ર પાણી કેટલું (ઉંડુ) છે ?

તેના ઉત્તરમાં બ્રાહ્મણે જણાવ્યું કે-

**आजानुदघ्नंनराधिप**—હે નરાધિપ ! જાંઘ સુધી છે.

ફરી ભોજરાજે તેને પુછ્યું કે—

તે સાંભળી બ્રાહ્મણ સમયસુચકતા વાપરી બોલ્યો કે—

**कदंसेयमवस्थाते**—તમારી દશા આવી કેમ છે.

**नसर्वत्रभवादशा**—રે સર્વત્ર આપના જેવા નથી. માટે આવી દશા રહી છે અર્થાત્ વિદ્યાની કદર આપનાર આપ સરખા નથી એટલે દરિદ્રાવસ્થા ક્યાંથી ટળે ?

આ પ્રમાણે તે બ્રાહ્મણનું વચન સાંભળી રાજાએ પ્રસન્ન થઈ કહ્યું કે

હે વિદ્વાન તમે કોષાધિપતિ પાસે જાઓ અને એક લક્ષ મુદ્રા માંગજો આવું રાજાનું બોલવું થયું તેથી વિપ્રે કોષાધિકારિને જઇને કહ્યું કે હે—મહાભાગ ! મહારાજાએ મોકલ્યો છે; માટે મને લાખ રૂપીઆ આપો તે સાંભળી કોષાધિપતિ ( ખજાનચી ) તે બ્રાહ્મણને જોઇ હસવા લાગ્યો–કે ' મહારાજ તમારો દીદાર લાખને લાયક જણુ તો નથી, તે સાંભળી બ્રાહ્મણ બહુ ખેદ પામ્યો અને પુનઃ રાજાને જઇ મળ્યો તથા કહેવા લાગ્યો કે—

राजन्कनकधाराभिस्त्वयिसर्वत्रवर्षति
अभाग्यच्छत्रसंछन्नेमयिनायांतिर्बिंदवः

અરે કનકની ધારાનો વર્ષાદ સર્વત્ર વર્ષે છે, પણ હે રાજન અભાગ્ય રૂપી છત્રથી ઢંકાયેલો જે હું તે ઉપર બિંદુ માત્ર પણ પડતુ

નથી આ વચન સાંભળી રાજાએ કહ્યું કે વાહ! નરરત્ન ધન્ય છે તમારી પ્રસન્નતાને હવે તમે કોષાધિકારીને જઇ કહો કે ' બે લાખ આપો આ પ્રમાણે રાજાનો હુકમ સાંભળી ફરીને બ્રાહ્મણ ખજાનચી પાસે ગયો અને બે લાખ રૂપીઆ માગ્યા પણ ખજાનચી તો પ્રથમ પ્રમાણે મશ્કરી કરી બાચારા બ્રાહ્મણને વાતોમાંજ ઉડાવા માંડયો તેથી ભોજ રાજા પાસે જઇ વીનવ્યું કે—

त्वयिवर्षतिपर्जन्येसर्वेपल्लविताद्रुमाः
अस्माकंमर्कवृक्षाणांपूर्वपत्रेषुसंशयः २८

મેઘરૂપી આપ વરસો છો, તેથી વૃક્ષમાત્રને નવપલ્લવ આવ્યાં છે, પણ મારા જેવા આકડાના ઝાડને તો પ્રથમનાં પાંદડાં હતાં તેનો પણ સંશય થઇ પડયો છે હે દેવ! એ લોકો તો મને જોઈ હસે છે ને કાંઇ આપતા નથી, તે સાંભળી કૌતક કરવામાં રમુજ માનનાર ભોજરાજ બોલ્યા કે–' હે પ્રિય ! એક વખત ફરી જાઓ અને કહો કે ત્રણ લાખ રૂપીયા આપો, આ વખતે તમને જરૂર આપશે. આ પ્રમાણે વચન સાંભળી ' સુકર્માની જીભ અને અકર્મીના પગ " એ કહેવત પુરી પાડવા ફરી કોષાધિકારી આગળ જઇ મહારાજાનો હુકમ સંભળાવ્યે પણ તેના બોલવા પ્રત્યે લક્ષ આપેજ કોણ? પાછો વિલે મોઢે ભોજરાજ પાસે અને ફેરા ખાવાથી ક્રોધ કરી બોલ્યા કે— હે દેવ ! એ સઘળા પાપી મારો ઉપહાસ્ય કરે છે ને કોઇ આપના હુકમને માન આપતા નથી જેમ સુર્ય નિરંતર અંધારાને હાંકી કહાડે છે પણ તે અંધારૂં નિત્ય પાછું દોડતુ આવે છે તેમ મારૂ દારિદ્ર કહાડવા હુકમ કરો છો પણ તેઓ મને પાછો હાંકી કહાડે છે તે સાંભળી રાજાએ કહ્યું કે—જાઓ તમારે ત્રણ લાખ રૂપીઆ દક્ષ

હાથી લેવા એમ કહી કોષાધિકારી પાસે એક પોતાના અંગ રક્ષકની સાથે તેને મોકલ્યો અંગ રક્ષકે કોષાધિકારી પાસે જઇ કહ્યું કે— આ બ્રાહ્મણને ત્રણ લાખ રૂપીયા અને દશ હાથી આપો પછી ખજાનચીએ ધર્મ વહીમાં લખી તેને મહારાજાના હુકમ પ્રમાણે આપ્યું. અને તે બ્રાહ્મણ ખુશી થતો વિદ્યા દેવીને આશીર્વાદ આપીને આનંદમય બન્યો.

વાર્તાનો સાર એ છે કે—વિદ્વાન લોકોની કદર જાણનારામાં રાજા ભોજ એકલો હતો કે જેણે દગ્ધ્ર‌ટ પ્રાત્ય સાધેલ બ્રહ્મણને દરિદ્ર અવસ્થામાં જોઇ તેનું જન્મનું દરિદ્ર દુર કરી નાખ્યુ ધન્ય છે એવા દયાળુ દીલના મહારાજાને કે જેણે સંસ્કૃત વિદ્યાને જર્જરાવસ્થામાંથી ભર જુવાનીમાં આણીનવપલ્લવ કરી ! ! માટે આધુનિક કાળના રાજા મહારાજા અને ધનાઢયોએ આ પૂર્વના વિદ્યા વિલાસી મહારાજાનું અનુકરણ કરી પોતાની માતૃ ભાષાનો પુનરોદ્ધાર કરવો ઘટે છે.

---

## વારતા ૧૬ મી.

---

### રાજનું હિત ચિતવે તેજ મંત્રિ.

---

એક સમય ભોજરાજને નિરંતર અનર્ગનુ દાન આપતો જોઇ મુખ્ય મંત્રિને વિચાર થયો કે—‘ભવિષ્યમાં શું થશે ? તેનો જરાવિચાર ભોજરાજને નથી અને જેને તેને માત્ર એક શ્લોક સાંભળી લક્ષદાન અને હાથીઓ બક્ષે છે તે તેમની મોટી અવિચારણ

યુક્ત રીતિ છે પરંતુ કહેવું શી રીતે ! એમ વિચારી મહારાજાના શયન ભુવન પાસે ગયો અને શયન ભુવનની ભીંત ઉપર ભોજરાજને શિક્ષા આપવા રૂપ એક પદ લખ્યું છે:—

**आपदार्थधनरक्षत**—આપદા આવે ત્યારે ધનની જરૂર છે માટે ધનનું રક્ષણ કરવું પ્રાતઃકાળે જ્યારે રાજા શયન મંદીરમાંથી બહાર આવ્યા ત્યારે ભીત ઉપર એક ચરણ લખેલું જોઇ વાંચ્યું અને સમજ્યો કે હું દાતવ્ય બુદ્ધિ વિશેષ રાખુ છું તેથી મને શિખામણ આપવા મુખ્ય મંત્રિએ આ પ્રપંચ રચેલો હાવો જોઇએ પરંતુ તેનેજ માફી માગવાનો વખત આવે તેના ન્યાયના સિદ્ધાંત વડે ઉત્તર આપવો યોગ્ય છે એમ જાણી બીજું ચરણ લખ્યુ કે—

**श्रीमतामापदकुत** શ્રીમાન લોકોને આપદા આવવી કેવી ! બીજે દિવસે મંત્રીએ મહારાજનો ઉતર વાંચ્યો અને ત્રીજું ચરણ લખ્યું કે—

**कदाचितकुपितोदेव**—કદાચ દેવ કોપ થયે આપદા આવે તો શું કરવું ! ત્રીજે દિવસે મંત્રિ લીખીત ત્રીજું ચરણ વાંચી રાજાએ સખત ફટકારૂપ ચરણ લખ્યું કે—

**संचितोपिनश्यति** ૪૧

અરે જ્યારે દેવકોપ થશે ત્યારે તો સંચેલી લક્ષ્મી પણ નાશ પામી જશે કેમકે જે વખતે આપદા આવશે તે વખતે સંગ્રહ કરેલો પૈસો કામ આવશે એમ સર્વનું સમજવું છે પરંતુ તે સમજ ભુલ ભરેલી છે કારણ કે જે વખતે વિપતીનું વાદળ ઘેરાયું તે વખતે જો સંઘરેલ લક્ષ્મી આપણી પાશે કાયમ રહ તો તેનું નામ વિપતિજ ના કહેવાય, કેમકે વિપત્તિ વખતે આપણી પાસે નાણાનું જોર હોય

તો ચાહે તે પ્રયત્નકરી વિપત્તિના વાદળાંને વિખેરી નાંખીએ પણ એ તદ્દત ઉલટી સમજ છે. વિપતિ એતું નામ છે કે—આપણું ધન આપણને છોડી દુર જતુ રહેશે અર્થાત દરેક પ્રકારે નાશ પામશે, મિત્રો શત્રુ થઇ આપણા વિરૂદ્ધ બોલશે અને પોતાની સ્ત્રી બાળકો અરે! માત પિતા ભાઇ, બહેન વગેરે સર્વ વિપરીત ગતીને ગ્રહણ કરી આપણો તિરસ્કાર કરશે, એટલુંજ નહી પણ પોતાનાં પાળેલાં જાનવરો પણ મારવા—કરડવા દોડશે જો પૈસો સંચેલો કાયમ રહે તો આખુ જગત આધીન રહી શકે છે, તો સગાં સહોદર આધીન રહે એમાં નવાઇજ શી પરંતુ વિપત્તિની છાયા પડી કે સર્વ પોતાનાં સાધનો પારકાં થઇ જાય છે, જેથી તારૂં સમજવું મુર્ખાઇભરેલું છે, જગતના અંદર પોતાના હાથે ચાલતી ગંગા વખતે જેની તુષ્ણા પૂર્ણ કરી તેનુજ જીવિત સફળ છે નહિ તો, આંખી મુઠી આયો પસાર હાથ જાયગો', માટે હાથે કર્યું તેજ સાથે.

આ પ્રમાણે ગર્ભિત યુક્તિ સહ ઉત્તર વાંચી મુખ્ય પ્રધાને મહારાજાના ચરણમાં પડી પોતાના અવિચારી કૃત્યની માફી માગી

વાર્તાનો સાર ખુલ્લોજ છે.

---

## વારતા ૧૭ મી.

---

### વિષ્ટાથી લિપ્ત થએલ છતાં પણ સુવર્ણનો સદા આદર કરવો.

એક વખત મહારાજા ભોજે મહેલની અગાશી ઉપર શયન કર્યું હતું, તે સમયનો લાગ જોઇ એક ચોર શયનગૃહમાં ખાતર પાડી ખજાનામાં પેઠો ત્યાં જઇને જુવે છે તો અનેક પ્રકારનાં વહુયાદિ રત્ન પડેલાં હતાં તેને તે ચોરી લઇ જવાં યોગ્યાં લાગ્યાં નહિ કેમ કે રત્ન ચોરવામાં મહા પાપ છે, એમ વિચારી ચિંતામાં પડયો—

**यद्वयंगाःकुष्टिनश्चांधाःपंगवश्चदरिद्रिणः**
**पूर्वोपार्जितपापस्यफलमश्नंतिदेहिनः ३०**

અંગભંગ, કોઢયુક્ત, આંધળો પાંગળો અને દરિદ્ર થાય છે તેનું કારણ એક કે, પુર્વનાં કરેલાં પાપનાં ફળ ભોગવે છે.

એટલામાં વચારી કરતો ફરે છે એટલામાં રાજાની નિંદ્રા દુર ગઇ અને સુંદર શય્યા ઉપર બેસી દિવ્યભુવન. વિવિધ માણિકંકણોથી અલં‑કૃત મનહર પ્રમદાઓ અને હાથી, ઘોડા, રથ અને પ્યાદલ વગેરે મહાન સામગ્રીને ચંતવતો ગર્વાનંદી બોલ્યો કે—

**चेतोहरा युवतयः सुहृदोनुकूल ः सद्बांधवाः प्रणयगर्भ**
**गिरश्चभृत्याःवल्गंति दंतिनिवहास्तरलास्तुरंगाः**

ચિતને હરનારી સ્ત્રીઓ છે, મિત્રો પણ અનુકુળ છે, બાંધવો શ્રેષ્ટ છે. નોકરો નમ્ર વાણિ બોલનાર આજ્ઞા પરાયણ છે, હાથીઓના સમૂહ ડોલી રહ્યા છે અને ઘોડા નાચી રહ્યા છે—

ઉપર પ્રમાણે પણ પદ વારંવાર બોલતો હતો પણ ચોથું પદ ન બોલતો સાંભળી ચોરે વચાર્યું—રાજાને ચોથુ પદ યાદ નથી બોલ્યો કે—

**संमिलनेनयनयोर्नहिकिंचिदस्ति ३१**

(પણ) જ્યારે આંખ મીચાશે અર્થાત મૃત્યુ આવશે, ત્યારે એ‑માંનું કાંઇગુપણ ( તમારૂ ) નથી.

આ પ્રમાણે ચોથુ ચરણ સાંભળી રાજા વીસ્મય થઇ બોલ્યો કે 'હે મહાપુરૂષ! અત્યારે કારાગારમાં તમે કોણ છો ?, ચોર બોલ્યો કે 'મહારાજ મને અભયવચન આપો.' રાજાએ કહ્યું કે—તથાસ્તુ!' ત્યારે રાજાને જોઇ સ્વસ્તિનો ઉચ્ચાર કરી બોલ્યો કે ! હે દેવ ! હું બ્રાહ્મણ છું, મહા વ્યસની હોવાથી જુગારમાં ધનમાત્ર ખોઇ બેઠો છું

એટલે અહિંયાં ચોરી કરવા આવ્યો પણ રત્નાદિ જોયાં તે ચોરવામાં પાપ સમજી ન ચોરતાં વિચાર કરતો ઉભો હતો તેવામાં આપ વારંવાર ત્રણ પદો બોલતા હતા, તેથી મેં ચોથું પદ ઉમેર્યું. આ પ્રમાણે તેનાં વાકયો સાંભળી કેટલીક શીખામણ આપી કહ્યુ કે—હવેથી જુગાર રમશો નહિ, એમ કહી જુગારમાં હારેલું ધન, તથા આજીવિકા માટે પુષ્કળ દ્રવ્ય આપી સુખી કર્યો.

પ્રભાતે મુખ્ય પ્રધાન, ચોરને પુષ્કળ ધન આપ્યું જાણી રાજાને આવી વિનવવા લાગો—હેદેવ ! મારવા લાયક જે ચોરાદિજનોને પણ દ્રવ્ય આપો છો એ કાંઇ રાજનીતિ નથી તે સાંભળી રાજાએ કહ્યુ કે—પુરૂષ માત્રને કળા સંપાદન કરવા માટે સદા યત્ન કરવો; કારણ કે કળાને કશું પ્રાપ્ત ન થઇ શકે તેમ નથી કળાના ધારણ કરવા વડે કરીનેજ ચંદ્રે શંભુનું અલભ્ય કારતક પોતાના સ્થાન માટે પ્રાપ્ત કર્યું છે. તને સાંભળી પ્રધાને ધર્મવહિમાં લખ્યું કે રાજા ભોજે કળા જોઇને મારવા યોગ્ય એવા ચોરને પણ પુષ્કળ ધન આપ્યું. અહા ! ઉદાર મનના ગુણગ્રાહી નરપતિને શતકોટી ધન્ય વાદ છે ! !

વાર્તાનો સાર એ છે કે—માણસને ખોટાં વ્યસનોનો સંગ થાવ છે, તેથી ઉત્તમ કુળવાળો છતાં તેને ચોરી વગેરે દુષ્ટ કૃત્યો કરવાનું સુઝે છે; માટે પ્રાણીએ પણ દુષ્ટ વ્યસનોનો સંગ કરવો નહિ, તથા બીજો એ સાર લેવાનો છે--વિદ્વાન પુરૂષો દુષ્ટ સંગથી ખોટે રસ્તે ચઢી જાય છે. પરંતુ પોતાની દવિચારણા કિંવ વિદ્યાના બળથી મહાવિપત્તિ પાંમી પણ મુક્ત થાય છે, ત્રીજો સાર એ લેવાનો છે કે—ગમે તેવા કૃત્યવાળો છતાં પણ કુળવાન હોય તો, તેના અવગુણો તરફ લક્ષ ન દેતાં તેના ગુણનેગ્રહણ કરવા ઉદયુક્ત રહેવું અને તેને બને તેટલી શક્તિ પ્રમાણે સહાયતા આપી યોગ્ય સત્કાર કરવો.



જાતનાં સ્ત્રીપુરૂષોથી થતાં સંતાનોના ગુણાવગુણ કુમારી વિવરણ, રૂતુવર્ણન અને તેનું ફળાફળ. રજોદર્શન, માસફળ, રજોદર્શનનું નક્ષત્રફળ, રૂતુમતી સુંદરીનું કર્તવ્ય, લાવણ્ય કિંવા સૌંદર્ય–રૂપ મહીમા રતિ તથા પુરૂષ કામવાસ, મૈથુન દોશ વર્ણન રતિપ્રકાર આસન વિવરણ, સહવાસ, ગર્ભાદાન, રજોદર્શનના આરંભથી ૧૬ દિવસ સુધીનું શાસ્ત્રીયફળ, ઇચ્છાનું રૂપ પુત્ર– પુત્રી પ્રાપ્ત કરવાનો ઉપાય કાળફળ મહાત્મ, ગર્ભમાં પુત્ર હોય તો તેનાં લક્ષણ ગર્ભમાં પુત્રી હોય તો તેનાં લક્ષણો ગર્ભવર્ણન અને સગર્ભા સુંદરીનું કર્તવ્ય ગર્ભનો અદ્દભુત ભેદ અને ગર્ભાવસ્થામાં તેની સ્થિતિ ગર્ભવૃદ્ધિ માતા પિતાના આચાર–વિચારની ગર્ભપર અસર માબાપ કાળાં હોવા છતા સફેદ બાળક કેવી રીતે ઉત્પન્ન કરી છે ? ગર્ભસ્ત્રાવ અને ગર્ભપાત પ્રસવકાળ, બાલ્યાવસ્થા, નાળ પ્રસવ થયા પછી સ્નાનની વ્યવસ્થા બાળકનો પોશાક સ્તનપાન બ્રહ્મચર્ય યુવાવસ્થા હસ્તદોશ કિંવા હસ્ત મૈથુન અને વિહાર, વીર્યસ્ત્રાવ રાત્રે સ્વપ્નમાં થતો વીર્યસ્ત્રાવ પ્રમેહ વાતથી અથવા વાયુથી થનાર પ્રમેહ વંધદોષ અથવા વાંઝીયા પણું ઉપદંશ અથવા ચાદી ઉપદંશની બીજી સ્થિતિ તથા સરારપર તેની અસર નળીને સોજો પડિદંશને અવયવ, રૂતુસ્ત્રાવમાં ઉત્પન્ન થતી અડચણો રૂતુસ્ત્રાવનું અટકી જવું. ધાતુક્ષય, ગર્ભસ્થાનનું ખસી પડવું, હિસ્ટિરિયા અથવા ચિત્તભ્રમ. સ્ત્રીના ઉત્પતી અવયવ, મુત્રરોગ બહુમુત્ર, મૂત્રગાંઠ, નપુશકત્વ અને તેની જુદી જાતો અને ઉપાય વીર્ય સ્તભંનન ઉપાય. વિગેરે વિગેરે ઘણી બાબતોનો આમાં સંપૂર્ણ સમાસ હોવાથી ઘણું ઉપયોગી છે છેવટે કામસંજીવના અર્થાત પડોત કામનાથ (કોકા)નું જીવનચરિત્ર આપવામાં આવેલું છે આ થોડાજ આવૃતિ ખલાસ થવાથી આ તેની ત્રીજી આવૃત્તિ બહાર પાડવામાં આવી છે અને તેની પણ સંખ્યા બંધ નકલો ખપી ગઇ કિંમત પાકું પુઠું ગ્લેજ કાગળ ૨॥ રૂ. પોસ્ટેજ માફ

મળવાનું ઠેકાણું.— **મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

**ત્રણ દરવાજા—અમદાવાદ.**

કેળાંના પુલનું, આંબળાનું રાયતું વીગેરે; તેમજ જાતજાતનાં અથાણાં જેવાં કે બાફેલા લીંબુનું અથાણું છીણેલી કેરીનુ, બોરકેરીનું દાબડા કેરીનું મેથીઆ કેરીનું. મુગલાઇ રીતનું ભરવા કેરીનું, ચાસણીદાર કેરીનું અથાણું ગુજરાતી રીતનું મેથીઆ કેરીનું રાયતા કેરીનું અથાણું, કેરીનું મોગલાઇ અથાણું, આદાનું અથાણું, કોબીફલાવરનું, ડુંગળીનું, ગાજરનું, ચચરચવનું, બાફેલી કેરીનું, લીંબુનું મીઠી કાકડીનું રાયતી કાકડીનું, કેરીનું, ગુંદાનું, ગરમરનું, કાઠીઆવાડી ડાળાંનું, લીબુ હળદર તથા આદાનું, વાંસનું: લીબુનું મદ્રાસી રીતનું કુંવળનું, કરમદાંનું બાવળના પરડાનું. ફણસનું, વગેરે તેમજ જુદો જુદો જાતનાં પકવાન જેવાં કે કંસાર ચુરમાના લાડુ, શીરો કરવાની રીત, વેડમી (પુરણપોળી), માલપુવા, પાપડ અનારસા, ગુલકંદ, ગુલાબજાંબુ ગુલગુલાં દહીનાં તથા માવાનાં, દુધની ગુલવી, ગોળપાપડી ગાંઠીયા ધારો, ધારી બદામ પીસ્તાની, અમૃતપાક, મેસુર, મોહનપાક, ધારગા, ઘુઘરા ઘેબર, ઘસોટ, ચીકી, જલેબી, ઢોકળાં સાદાં તથા ફીણેલાં, ખમણ ઢોકળાં, દહીવડા દહીથરાં, દુધપહુવા દુધપાક, દુધરોટલી, થુલી દખલીગ્સ, નાનખટાઇ, પરેઠા, પીસ્તાની પાપડો દુધના પરૂ, પુરણીઆ કેળાંની પુરી, ખારીપુરી, દહીનીપુરી, પુરી કેરીના રસની શીંગોડાના લોટની, બટાટાંની, પંચામૃત ચોખાની પાપડી ગગનગાંઠિયા પેંડા, પાઉં બદામની પાપડી, બરફી, બદામની રોટલી, બાસુદી દુધના બીસકીટ, ગળ્યાં બીસકીટ, બીરૂંજ, ચતુરંગી બીરૂજ, પુલવડી, ફુદીયા ફાફડા ફરસીપુરી. મથુરાના પેંડા, સુકા પેંડા, મીઠા ભાખર ઠોર, આરમીનીયન મીઠાઇ, મેહેસુર માવાનો, બદામનો, મરકી મોહનથાળ મોદક, મોડાં પુરણના. બાટી, બાટી મારવાડી પુરણીયા મોદક, બુંદીના

લાડુ, વેસણના લાડુ, દળના લાડુ, મગદળ તથા અડદીયા લાડુ. ચોખાના લોટના લાડુ, ગુજરાતી લાડુ, ચોખાના આટાની ખીર ચોખાની કણુકીની ખીર, શેવની ખીર, ખોચાની ખીર, લીલા શ્રીફળની ખીર; બદામની ખીર, તલની ખીર દ્રાક્ષની ખીર ખારેકની ખીર બટાટાંની ખીર, સુરણની ખીર, શીખંડ, બાસુદી. હલવો કરવાની રીત, સુતરફેણી રોટલી ઘીની, ફુલકા ખમીરી રોટલી ખજુરની રોટલી, ખાંડનો રોટલી ખોપરાની રોટલી, બાખરવડો કેવડો, ચાસણી બનાવવાની ઘેસ ઘુઘરા લીલવાના, ખજુર, ચોપડા બાવટાના લાડવા, તલના લાડવા, વઘારેલા મકાયા, મકાઇનાં વડાં, મકાઇનું ઓરમું. ખાજાં, ખાજલી, સાટા, મેસકુઠ, રાઘવદાસી મોદક, ચોખાના લાડુ, લાપસી કુરડાઇ, કરકરવડી, કોકણીવડાં મગરળીના લાડુ, સાદો ભાત વઘારેલો ભાત દહીવાળો ભાત, વતાકનો ભાત. બટાટાંનો ગીલોડાંનો તુરીઆનો, પરવરનો ગોળભાત, બદામનો ભાત. ચાસણીનો મીઠો ભાત, સાકરીયા મીઠો ભાત, કેસરી ભાત, અનાનસનો ભાત. મસાલાનો ભાત ગુજરાતી ખીચડી બાજરીની ખીચડી, વઘારેલી ખીચડી, મનપસંદ ખીચડી, મહમદબાદશાહી ખીચડી, સોલા ખાચડી, કેસરીયા ખીચડી, આબળાનો મુરબ્બો કેરીનો મુરબ્બો, મદ્રાશી રીતનો મુરબ્બો, કોહળાનો દુધનો, બદામનો મુરબ્બો અંજીરનો, અનાનસનો મુરબ્બો કેરીઓના કકડાનો મુરબ્બો કેરીઓના ચીરીનો મુરબ્બો, મુસલમાની રીતનો કેરીઓનો મુરબ્બો, કરમાંદાનો મુરબ્બો, પપનસનો મુરબ્બો. બીજોરાનો લીબુનો આંબલીનો મુરબ્બો, મદ્રાસી રીતનો આદુનો, બીલાનો મુરબ્બો, બોરનો, કેળાનો કુંવરનો, કારેલાનો, ગુલકંદ તથા ગુલાબનો મુરબ્બો. આમલીનું સરબત દાડમના રસનું સરબત, ગુલાબનું, પાકેલાં કોઠાના

રસનું સરબત, ખેચીનું સરબત, આંબળાનું સરબત, આદાનો પાક પાક ગુંદરપાક, ભરૂચી ગુંદરપાક; મોહમેહન ગુંદરપાક, બદામપાક ખોપરાપાક, મેથીપાક, ગુંદર અડદીઓ, સાલમપાક, લસણપાક, મેથી-પાક, અડદીયો પાક, સૌભાગ્યસુંઠીપાક. હરડેપાક, મુસળીપાક, આ-મ્રપાક મહાકામેશ્વરપાક, કારેલાનું શાક, કંકોડાનુ શાક, કેળાંનું શાક, કહોળાનું શાક, કોઠંબડાનું શાક, વંત્યાકનું શાક, વાલોડનું શાક, કાલીંગડાનું પરવરનું, પંડોળાનુ, પાપડીનુ ગલકાનું ગવારફળીનું, ચોળાફળી, ગંગડાનું ગીલોડાનું. તુરીયાનું ડોડીના ડોડવાનું. દુધીનું સાંગરાઓનું સરગવાની શીંગોનું. ભીંડાનું, ખડબુચનું, ખીરાનું સુરણનું રતાળાનું અળવીના ગાંઠીયાનુ, બટાટાનું શકરીયાનું. ભોયકોહળાનું. કોબીજનું, મેથીનું. તાંળજાનું. સુરણનાભાજી, બટાટાની પતરી પતરવેલીયાં આંબ-લીનો ચુચેડો, કેરીઓનો ફજેતો આદિ સર્વ જાતનાં શાક પાક પક-વાન મુરબ્બા અથાણાંથી આ પુસ્તક ભરપુર હોવાથી આવી જાતના બહાર પડેલા સર્વ પુસ્તકોથી શ્રેષ્ટ છે, વિશેષ ખાત્રી પુસ્તક જોવા-થીજ થસે કાગળ ગ્લેજ ઉંચા પાકું પુઠું અક્ષર સ્વચ્છ તેમજ થોડું ભણેલી સ્ત્રીઓ વાંચી શકે તેવા છે છતાં કિંમત રૂ ૩-૦-૦ ઘટા-ડેલી કિ. રૂા. ૧-૮-૦ પોસ્ટેજ ૬ આના જુદા.

---

મળવાનું ઠેકાણું

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

**ત્રાગુ દરવાજા—અમદાવાદ.**

## વાર્તા ૧૮ મી.

### સામાનું સામર્થ્ય વિચાર્યા વિના વેર ન કરવું.

ભોજરાજની સભામાં વખતો વખત કાલિદાસ પંડિત પોતાના વિદ્યા બળ વડે અધિક માનને પાત્ર થયો. તે જોઈ છિદ્રગવેષી દુષ્ટ પંડિતો પુષ્કળ ઇર્ષ્યા કરવા લાગ્યા અને ગમે તે ખટપટ ચલાવી તેને પદભ્રષ્ટ કરવો અગર તેને અપરાધી બનાવી વધ કરાવવા યુક્તિ રચવી એજ નિરંતર વિચારણા ચલાવવા લાગ્યા.

એક વખત ભોજરાજ પ્રત્યે પંડિતોએ કહ્યું કે—હે ક્ષિતિપાલક ! આપ કાલિદાસને અત્યંત ચાહો છો તે યોગ્ય છે; પરંતુ તેના એક અયોગ્ય આચરન વિશે લોકોમાં ચરચા થાય છે, માટે તે વિશે જરા આપ તેમને સુચના આપો તે આપની આજ્ઞા માથે ચઢાવી અનાચાર છોડી દેશે તેથી અધિક માનપાત્ર થશે.

આ પ્રમાણે જ્યારે પંડિતોનું બોલવું સાંભળ્યું ત્યારે આશ્ચર્ય-યુક્ત બની તેઓને પુછ્યુ કે-કાલિદાસમાં શું અયોગ્ય આચરણ છે ? તે સાંભળી પડિતો બોલ્યા—વેશ્યા લંપટ હોવાથી તેઓના આચારને વિસરી ગએલ છે એટલે જ્યારે ગંગા સ્નાન કરવા જાય છે ત્યારે માછલાં પકડી કપડામાં વિંટી વેશ્યાને ત્યાં લઇ જાય છે અને તેનું ભક્ષણ કરે છે.

આવું પંડિતોનું બોલવું સાંભળી રાજા અતિ આશ્ચર્ય પામી બોલ્યા કે—શું માંસ ભક્ષણ કરે છે ? અને વેશ્યાનો યાર છે !!

નહિ નહિ કદાપિ તે એવાં દુરાચરણો આચરેજ નહિ તેમ છતાં તમે કહો છો એ વાત સત્ય હોય તો, તેનાપ્રતીતિ કરાવી આપો જો એ વાત ખોટી ઠરશે તો હું જાણીશ કે તેના ઉપર દ્વેશ કરી ખોટી ખોટી મને વાતો ભરાવી તેનો અનાદર કરાવવા ચાહો છો એમ ધારી તમોને યોગ્ય શિક્ષા કરીશ.

તે સાંભળી પંડિતો બોલ્યા કે—'જો એવાત ખોટી ઠરે તો જે આપને યોગ્ય લાગે તે શિક્ષા કરવી અપ પ્રતીતિ કરવા ચાહો છો તો જપ્રાતઃકાળે ગંગાઘાટનો માર્ગ રોકી ગુપ્તપણે બેસો એટલે પ્રતીતિ થઇ જશે, રાજા કઉતકનો રસીયો હોવાથી પંડિતોના કહેવા પ્રમાણેજ કર્યું અને કાલિદાસને ગંગા સ્નાન કરી વેગળેથી આવતો જોયો એટલે ભોજરાજે પુછયું કે—

'હે કવિરાજ ! कक्षोकी ? બગલમાં શું છે ?

કાલિદાસે ઉતર આપ્યો કે—ममपुस्तकं મારૂ પુસ્તક છે.

ત્યારે ફરી ફરી પુછ્યું કે—किमुदकं એમ થી પાણી કેમ ટપકે છે!

કાલિદાસે ઉત્તર આપ્યો કે— किव्येपुसारादेकं — એ સર્વ કાવ્યનું સારરૂપ પાણી ટપકે છે.

રાજાએ પુછ્યુ કે—'गंधकिं ! ત્યારે ગંધાય છે કેમ ?'

કાલિદાસે કહ્યું કે—' ननुरामवणवधात्पंप्रममगंधोलटं હાલ રામ અને રાવણનું યુદ્ધ ચાલે છે તેમાં જે પ્રાણીઓ મરે છે તેના પ્રેતાની ગંધને લધે ગંધાય છે.

ભોજરાજે પુછ્યું કે— पुच्छकिं ? ત્યારે આ પૂંછડા જેવું શું દેખાય છે ?

કાલિદાસે કહ્યું કે—'खलुतालपत्रलिखितं—તાડપત્ર ઉપર લખેલું છે તેથી પુંછના જેવું દેખાય છે.

ભોજ રાજે કહ્યું કે'—जीवर्किं? ત્યારે જીવના જેવું કેમ હાલતું દેખાય છે ?'

કાલિદાસે કહ્યું કે—

**ममगौडमंत्रलिखितात्संजीनंपुस्तकं** ३२

એમાં ગૌડ બંગાલી મંત્ર લખેલા છે તે કારણથી મારુ પુસ્તક સજીવન વિધાસહ છે.'

આ પ્રમાણે કાલિદાસનું ભાષણ સાંભળી રાજાએ કહ્યું કે,—

**हाहागुणाढ्योभवान्** વાહવા ' કાલિદાસ આપ ગુણમાન છો!'

એમ કહી ભોજરાજાએ કાલીદાસની બગલમાં વિંટાળેલા વસ્ત્રને ખેંચ્યું તો કાલીદેવીના પ્રતાપથી કાલિદાસના કહેવા પ્રમાણે તાડપત્ર ઊપર લખેલાં શ્રીરામાયણજીનાં પત્રજ નીકળ્યાં તે જોઇ રાજા આશ્ચર્ય પામ્યો આ પ્રકાર જોઇ દ્વેષી પંડીતો ભયભિત યુક્ત અધોમુખ થયા.

લોકોના કહેવાથી કલિદાસનો વ્યર્થ ઉપહાસ્યપ્રદ પ્રકાર કર્યો તે બાબત રાજાને પશ્ચાતાપ થયો અને દ્વેશી પંડિતો ઉપર ક્રોધ કરીને બોલ્યો કે તમારા જેવા નાદાનોની વાત ઉપર વિશ્વાસ રાખી કાલિદાસ જેવા પવિત્ર અને મહા ગુણવંત નરરત્નનું નકામું અપમાન કર્યું; માટે વાસ્તવિક રીતે તો તમારા ઠરાવ પ્રમાણે સાશન કરવુંજ જોઇએ છે એમ કહી તેમનાં ઘરબાર લુંટી દેશપાર કરવા હુકમ કર્યો તે જોઇ કાલિદાસ બોલ્યો કે- ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ જેમ વૃક્ષ પોતાના છેદનાર તથા પોશણ કરનાર ઉપર સમાન છાયા રાખે છે તેજ મહાન પુરૂષોએ પણ સ્તુતી કરનાર કિંવા નિંદા કરનાર પ્રત્યે સમાન

દ્રષ્ટિ રાખવી જોઇએ માટે એઓનો અપરાધ ક્ષમા કરો !' આ પ્રમાણે કાલિદાસનું બોલવું સાંભળી ભોજરાજ બોલ્યા કે–હે શ્રેષ્ટ કવિ તમારા સદ્દગુણોની તુલના કરી શકે તેવો પુરુષ ભાગ્યેજ મળશે કારણકે તમારૂં બુરૂં કરનાર તેજ મનુષ્યો ઉપર અનુગ્રહ કર્યો તેથી તમને ધન્ય છે એમ કહી સર્વ પંડિતોને અપરાધ માફ કર્યો અને કાલિદાસને પુષ્કળ ધન તથા શિરપાવ આપી માનમાં વધારો કર્યો ત્યાર પછી અન્ય પંડિતોને કાલિદાસની વધારે બીક લાગવા માંડી.

વાર્તાનો સાર એ છે કે—સુજ્ઞ માણુસોની ચઢતી જોઇ અન્ય છિદ્ર શોધકો થતી ઉન્નતિને તોડી પાડવા અનેક પ્રપંચ રચે છે પરંતુ જ્યાં સુધી પોતાનો દીનમાન પૈર હોય છે, ત્યાં સુધી એક રૂવાડુ પણ વાંકુ કોઇથી થઇ શકેજ નહિ, પરંતુ ઉલટાં તેઓનાં કરેલાં પ્રપંચ લાભ:કર્તા થઇ પડે છે, તથા બીજો સાર એ લેવાનો છે કે–મહાન પુરૂષો અપકાર કરનાર મનુષ્યો પ્રત્યે પણ કેવા દયાળુ દિલવાળા રહેછે ધન્ય છે એવા મોટા મનના મહાશયોને !

## ભાગ ત્રીજો સમાપ્ત.



શ્રી વિશ્વનાથ પ્રસન્નોસ્તુ !

શ્રી

# ભોજ અને કાલિદાસ

## એઓની

### અપુર્વ આનંદ સાથે સુબોધ આપનારી

વાર્તાઓનો

## ભાગ ચોથો.

---

અક્કલ એ ઇશ્વરી બક્ષીસ છે.

---

એક દિવસ ભોજરાજાએ સભામાં બેઠેલા પંડિતો પ્રત્યે સમસ્યા પછી કે–'गारोमुखंचुबंतिवासुदेव' વાસુદેવ પાર્વતીના મુખનું ચુંબન કરે છે આવા વીપરીત અર્થ કરેલા પદની સમસ્યા સાંભળી પંડીતો નિરૂતર થયા, તે જોઇ કાલિદાસ બોલ્યો કેઃ—

જગતની માતા કોણ ? (પાર્વતિ) શરીરમાં મુખ્ય ભાગ કયો ? (મુખ) રતિ ક્રીડા કરતી વખતે પુરૂષ પ્રથમ સ્ત્રીને શું કરે છે (ચુંબન અને દૈત્યોને મારનાર કોણ ? (વાસુદેવ) આ પ્રમાણે પ્રશ્નોતર બહિર્લાપિકાયુક્ત આપની સમસ્યા છે.

આ પ્રમાણે પોતાની સમસ્યા પૂર્ણ કરેલી જોઇ ભોજરાજા અતિ પ્રસન્ન થયા અને અન્ય દ્રોહી પંડિતે ઇર્ષાગ્નિમાં બળી મરવા લાગ્યા.

વાર્તાનો સાર એ છે કે-વિદ્વાન પુરૂષ તેનેજ ગણવો કે ગમે તે પ્રશ્ન પુછે તેનો ઉત્તર યોગ્ય રીતે આપી મનનુ સમાધાન કરે અને જે વિદ્વાન નામ ધારણ કર્યા છતાં પોતાથી અધિક ગુણીને જોઇ ઇર્ષા કર્યા કરે તેજ મૂર્ખ ગણાય; માટે આપણાથી અધીક ગુણીને જોઇ હર્ષમાન થઇ તેનો સત્કાર કરવો તોજ વિશેષ ગુણ પ્રાપ્ત થાય.

## વારતા ૨૦ મી.

એક દિવસ ભોજરાજ અંતઃપુરમાં ગયો હતો, તે પ્રસંગે લીલાદેવીને રૂતુ પ્રાપ્ત થઇ હતી; પરંતુ રાજાને ખબર ન હોવાથી તે જેવો તેની સમીપ જવા ડગલુ ભરે છે તેવીજ લીલાદેવી બોલી કે, હું હું હું હું હું હું હું હું—એવો શબ્દોચ્ચાર કરતી છેટે છેટે જવા લાગી ત્યારે રાજાએ પૂછયું કે—' હે મતી પ્રાણ સજીવનની પ્રિયે ? આવડો કોપ શાને કરે છે ? હું નથી ધારતો કે મારા ધર્મથી હું પતીત્ત થયો હોઉ છતાં એકદમ આમ કરવાનો હેતુ શો તે તું મને જણાવ ! '

આ પ્રમાણે માળવાધિશનુ બોલવું સાંભળી લીલાદેવીએ હસીને સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો, જેથી આનંદમાન થયો અન્ય પ્રિયાના મહેલમાં જઇ શયન કર્યું પ્રાતઃકાળે નિત્યકૃત્ય કરી સભામાં જઇ પંડિતો પ્રત્યે પ્રશ્ન કર્યો કે—**'हुं हुं हुं हुं हुं हुं हुं हुं करोति'** આ શ્લો-કનું ચોથુ ચરણ છે તેને મળતાં ત્રણ પદ બનાવી મારા મનનો અને તમારા શ્લોકનો ભાવાર્થ બરોબર મળતો આવે તેવો બનાવી આપે ,

આ સમસ્યા રૂપ શ્લોકના ચરણ ઉપરથી મહારાજાના મનનો વિચાર મળનો આવે તેને શી રીતે જોડાવો, વિચારમાં તે પંડિત મંડળ ગુંચાયું: પરંતુ એક વિચાર સુજ્યો નહી ત્યારે કાલિદાસે ભક્ત પંડિત વર્ગ નિરૂત્તર થયું જોયું અને દેવી પ્રસાદથી બોલાવ્યો કે—

પોતાની સ્ત્રી રજસ્વળા થવાના સમયથી મહેલના એકાંત સ્થળે બેઠેલી તે પ્રસંગે તેની નમીપ તમો ગયા તેવખતે રાણીને એવો ભય ઉત્પન્ન થયો કે વખતે અજાણપણાથી પ્રાણનાથ મને અડકી જશે તેથી દૂર ખશી હું હું હું શબ્દ કર્યો.

આ પ્રમાણે અર્થ સાંભળી રાજા ઘણોજ ખુશી થયો અને કવીરાજને સારો શિરપાવ આપી તેમની બહુજ તારીફ કરી.

વાર્તાનો સાર—ખુલ્લોજ છે.

---

## વારતા ૬૧ મી.

---

### સત્યમેવ જયતે ?

એક સમય ભોજરાજ કવિવર કાલિદાસને સંગાથે લઇ શિકાર કરવા ગયો હતો ત્યાં મૃગ પાછળ પડતાં બહુ દુર જઈ પહોંચ્યાં પણ મધ્યાન્હ સમયના આકરા તાપથી વ્યાકુળ થવા અને તૃષા પણ વિશેષ લાગેલી, તેથી જળાશયના શોધ કરી તૃષા મટાડવા જળ સમીપ જઈ બેઠા, પરંતુ ભોજરાજ કાલિદાસ પ્રત્યે કહેવા લાગ્યો કે–'પાણી પીધા વિના જીવ જાય છે, તદાપિ મારે એવો નિયમ છે કે, જ્યાં સુધી લીલા દેવીનું મુખ ન નિહાળુ ત્યાં સુધી પાણી પણ પીવું નહી માટે હવે શો ઉપાય કરૂં કે–જેથી મારા પ્રાણ અને પ્રતિજ્ઞા એ બન્ને રહે !

માટે હે કવિરાજ ' મારૂ વ્રત ભંગ ન થાય અને તરશ ભાગે તેવો કોઇ ઉપાય છે ?

તે સાંભળી કાલિદાસે કહ્યું કે—'ધરાધિશ ? જો આપ લીલાદેવીનું ચિત્ર જોઇ પાણી પીઓ તો તેમાં આપનો ટેક ખંડન થશે નહી રાજાએ કહ્યું કે—'કવીશ્વર ! ચિત્ર પણ આલેખેલું મારી પાસે નથી એટલે હું નિરૂપાય છું તે સાંભળી કાલિદાસ બોલ્યો કે–' પૃથ્વીપતે ! લીલાદેવીનું ચિત્ર હું આલેખી આપું પછી શું અડચણ છે!' રાજાએ કહ્યું ' ત્યારે તો ઘણા આનંદની વર્તા ! '

તદનંતર કાલિદાસ લીલાદેવીનું ચિત્ર ચિતરવા લાગ્યો. લીલાદેવીની પ્રત્યક્ષ મૂર્તિ નિહાળેલી હતી અને ચિત્ર કામ પણ પૂર્ણ આવડતુ હતું તેથી સાક્ષાત ચિત્રબન્યું' એટલે ઇષ્ટ દેવીનું સ્મરણ કરી વીનવવા લાગ્યો કે–સેવક સંકટ હારિણી ! તારા પ્રસાદથી મેં લીલાદેવીની મૂર્તિ આલેખી છે; તદપિ જે કંઈ તે વિષે ન્યુનતા રહી ગઇ હોય ને પૂર્ણ કરવાને મને સહાયભૂત થા એ પ્રમાણે સ્તુતિ કરી ! શાહીમાં કલમ બોળી કાગળ ઉપર અદ્ધર ઝાલી રહ્યો હતો, તેમાંથી લીલાદેવીનાગુહ્યસ્થાન ઉપર એક શાહીનું ટપકું પડયું, તેથી કાલિદાસ જાણી ગયો કે લીલાદેવીને આ સ્થાનકે લાખું હશે; માટેજ આ ચિન્હ થયું.' તદનંતર તે ચિત્ર ભોજરાજાને બતાવ્યું તે જોઇ બહુજ પ્રસન્ન થયો; કારણ કે લીલાદેવીની સાક્ષાત્ મૂર્તિમાં અને વિચાર્યું કે જે જગ્યાએ લીલાદેવીને લાખું છે તેજ જગ્યાએ લાખા જેવો ડાઘ પડેલો જોઇ શંકાશીલ મન થયું કે ગુહ્યસ્થાનમાંનું નિશાન તેના જાણવામાં શી રીતે આવ્યું? માટે જાણવું જોઇએ કે ડાઘ ભુલથી પડ્યો છે કે જાણીને ?' એમ વિચારી રાજાએ કાલિદાસને કહ્યું કે–જેવી જોઇએ તેવી કલમ કામ કરી શકી

નથી માટે સુધારીને ફરી બતાવો.' તે સાંભળી કાળીદાસે પુર્વ પ્ર· માણેજ ચિત્ર તૈયાર કર્યું. તે જોઇ પુનઃ કાઢવા સૂચવ્યું તો, તેરીને તેવીજ થવા લાગી, તેથી રાજાને પુરેપુરો વ્હેમ ઠશી ચુયો કે—'મારે અને કાલિદાસને અત્યંત સ્નેહ છે, તેમ અંતઃપુરમાં જવાની પણ છુટ છે, તેથી વખતે લીલાદેવીના મુખની આકૃતિ તો દીઠી હોય પરંતુ છુપો ભાગ તેના જોવામાં શી રીતે આવ્યો! માટે અવશ્ય કાલિદાસને અને લીલાદેવીને કાંઇ આડો સંબંધ થએલો હોવોજ જોઇએ!'

આ પ્રમાણે સંકા ઠસી ગઇ પણ આ વાર્તા કાલિદાસને ન જણાવતાં મનમાંજ રાખી અને ત્યાર પછી પાણી પી જરા વિશ્રાંતિ કરી પોતાના નગરમાં આવ્યા, પરંતુ પોતાના મનમાં રહેલી ખટક ભારે સાલ્યા કરતી હતી, તેથી શરીર સુકાવા લાગ્યું, અને મનમાંને મનમાં મુંઝાવા લાગ્યો; કેમકે કોઇ પણ દોષ માટે જ્યાં સુધી પુરે· પુરી પ્રતીતિ ન થાય ત્યાં સુધી બીજાને માથે કલંક પણ શી રીતે મુકી શકાય ? એમ વિચારી લાગ જોતો હતો. તેવામાં એક દિવસ એવો સંયોગ બન્યો કે, સમસ્ત કવિ મંડલથી અધીક શ્રેષ્ટ એવા કાલિદાસને આવતો જોઈ તેના ગુણોનું સ્મરણ કરી ભોજરાજા અતિ હર્ષવંત થયો, પરંતુ તે વેશ્યા વિષે પરમાનુરાંગી છે એ મહાન અવ· ગુણ વિચારતાં મનમાં કાંઇક ખેદ ઉત્પન્ન થયો. તે વખતે સભામાં બેઠેલી સીતા પંડિતા ભોજરાજાના મનનો અભિપ્રાય સમજી બોલી કે ગુણવાનમાં દેષ જણાય તો તેથી ગુણના સ્નેહી જનો ખેદ પામતા નથી. જેમ ચંદ્રમાં પડેલા કલંકને પણ સર્વ લોકો પ્રીતિથીજ નિ· હાળે છે ! તે સાંભળી રાજા પ્રસન્ન થઇ સીતા પંડિતાને અમુલ્ય શિરપાવ બક્ષ્યો, જો કે ઉપરના વચનોથી રાજાને સંતોષ થયો, પરંતુ

પ્રથમના જેવુ કાલીદાસનું માન રાખવામાં આવતું નહોતું તેથી કાલી· દાસ રાજાના અભિપ્રાયને સમજી ત્રાજવાના બહાનાથી બોલ્યો કે-હે ત્રાજુ ? પ્રમાણુમાનની પદવીને તું પ્રાપ્ત થઇ તેથી શો અભિમાન થયો છે કે-ગુરૂ-મારે હોય તેને નીચાં નમાવી હલકાને ઉંચાં લેઇ જાયછે '

પુનઃ વિચારવા લાગ્યો કે—જેને સર્વત્ર સંચરવાની શક્તિ છે તે પોતાનાજ દેશ ઉપર રાગ રાખી શા માટે નાશ પામે ! આ મારા બાપનો કુવો છે એમ વિચારી રાજાના કરેલા તિરસ્કારને મનમાં સ· મજી ઉદાસ થઇ પોતાને ઘેર ગયો. કહ્યું છે કે-અવજ્ઞાથી તુટેલા પ્રેમને સમાન-પ્રથમના જેવો કરવાને કોણ સમર્થ છે ? ફુટેલા મોતી કોઇ લાખના લેપથી સંધાઈ શકતાં નથી.

કાલિદાસના દોષોવિચારીરાજાનામનમાંઉદાશીનતાએ વાશકર્યો અને વિષાદગ્રસ્ત થએલો જોઇ લીલાદેવીએ વિષાદનું કારણપુછયું.ત્યારે રાજાએ એકાંતમાં લીલાદેવીને સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો તમજ રાજાનાજ મુખથી કાલીદાસનો તિરસ્કાર થયેલા સાંભળી લીલાદેવી બોલીકે-સ્નેહ ન કરવો તેજ સારૂ છે, પણ પ્રથમ કોઇની સાથે સ્નેહ કરી પાછો તોડવો તે અતિ દુઃખદાયી છે, જેમ છતી આંખો જવાથી જેટલો શોક કિંવા દુઃખ થાય છે તેટલો જન્મથી આંધળો હોય તેને શોકકે દુઃખ થતું નથી તેમજ કાલિદાસ કોઇ સરસ્વતિનો સાક્ષાત્ પુરૂષાવતાર છે માટે એનું સર્વ ભાવથી સન્માન કરવું જોઇએ; અર્થાત તેને મ· નાવવો જોઇએ, કેમકે જેની સાથે બેઠા, રમ્યા, હસ્યા, અને ગુહ્યની વાતો કહી સંભળાવી તથા સાંભળી તેના પ્રત્યે સત્ય પુરૂષોનું ચિત્ત મ- રણ પર્યંત પણ ઉદાશીન થઇ શકતું નથી જુવોને ચંદ્રમા દોષે કરીને રહિત છે, કુટીલ છે, કલંકિત છે, અને મિત્રના ( સૂર્યના ) અસ્ત સમય પોતે ઉદય પામવા વાળો છે, તદપિ એ ચંદ્ર શીવજીને પ્રિય

છે; કારણ કે પોતાનો આશ્રય લઇ રહે તેના ગુણદોષનો વિચાર કરવો નહીં, માટેજ આપને પણ તેમજ અવશ્ય કરવુ યોગ્ય છે.'

આ પ્રમાણે લીલાદેવીનાં યથોચિત વાકયો સાંભળી રાજા પ્રસન્ન થઇ બોલ્યો કે 'હે દેવી ! તારૂં કહેવું યથાસ્થિત છે, હું કાલિદાસને પ્રાતઃકાળમાંજ પ્રસન્ન કરીશ. પછી બીજે દિવસે ભોજરાજ સર્વ પ્રાતઃકર્મથી મુક્ત થઇ સભામાં ગયો જ્યાં પંડિત, કવિ અને ગંધર્વ વગેરે સર્વ આવ્યા પણ તેમાં કાલિદાસને દીઠો નહીં ત્યારે પોતાના શેવકને બોલાવી વેશ્યાને ઘેરથી કાલિદાસને બોલાવી લાવવા આજ્ઞા કરી અને તે શેવક પણ શિઘ્રપણે વેસ્યાને ઘેર જઇ કાલિદાસ પ્રત્યે કહેવા લાગ્યો કે-'હે કવિરાજ ! ભોજનરેંદ્ર આપને બોલાવે છે, તે સાંભળી કવિ વિશેષ ચિંતવન કરવા લાગ્યો કે-'ગઇ કાલે તો મારૂં અપમાન કર્યું હતું, છતાં અત્યારે બોલાવવાનું કારણ શું ? કહ્યું છે કે—જેના ઉપર રાજાનો પ્રમાદ થાય છે, અથવા જે મનુષ્યને રાજા પ્રેમભાવથી માન આપે છે તેને ત્યાંથી ખસેડવાને કિંવા તેની યોગ્યતા ઓછી કરવાને રાજાના પ્યારા માણસો પ્રયાસ કર્યાજ કરે છે.

વિશેષ કરીને દિન પ્રતિદિન ભોજરાજ મને માન આપેછે, તેથી મારા ઉત્કર્ષને નહી સહન કરનાર માયાવી-કપટી લોકો વૈર રાખે છે જ્યાં રાજા અવિવેકી હોય, તથા ગુણવાન મંત્રિઓના વશમાં ન રહેતો હોય તેમજ ખળ લોકોનું પ્રબળપણું હોય ત્યાં સત્યપુરુષનો સત્કાર શી રીતે થઇ શકે ?

આ પ્રમાણે વિચાર કરતો સભા તરફ ચાલ્યો રાજા વેગળેથી કાલિદાસને આવતો જોઇ આનંદથી આસન ઉપરથી ઉઠીને કહેવા લાગ્યો કે, હે સુકવિ ; આજે કેમ આવતાં વિલંબ થયો ? ! એમ કહે । પાંચ છ ડગલાં સામો ગયો, તે વખતે સઘળી સભા ઉભી થઇ,

સર્વ લોકો ચમત્કારને પામ્યા તથા કાલિદાસના વેરી પુરૂષો અધોમુખવાળા થઇ બેઠા અને એના મિત્રોને આનંદ થયો રાજાએ કાલિદાસનો હાથ ઝાલી પોતાના સિંહાસન પાસે બેસાડયો તે જોઇ બાણકવિ બોલ્યો કે—

भोजःकलाविद्रुद्रोता कालिदासस्थमाननात्
विबुधेषुकृतोराजा येनदोषोकरोप्यसौ ॥३५॥

ભોજરાજ કળાઓને જાણવાવાળો સાક્ષાત શ્રી મહાદેવ સમાનછે? કે જેણે દોષાકરનો પણ પંડિતો કિંવા દેવતાઓમાં રાજા કરેલ છે! તદનંતર પ્રત્યેક સમયે કાલીદાસ ભોજરાજાના અર્ધ સિંહાસને બેસવા લાગ્યો, તેથી વિદ્વાનો સાથેનું વૈર અધિક પ્રદીપ્ત થયું અને કેટલાક બુદ્ધિવાનની સલાહ લઇ સર્વ પંડિતો ભોજરાજાની તંબુલવાહક દાસીને ધન માનાદીથી સંતોષી કહેવા લાગ્યા કે—"હે સુભાગ્યશાળી! અમારી કીર્તિને કાલિદાસ ખંડિત કરી દેછે, તેમ અમારામાં એના જેવો કોઇ કળાધારી કિંવા બરાબરી કરી શકે તેવો નથી, માટેએને રાજા દેશ નિકાલ કરે તેવી યોજના તમારે કરવીજ જોઇએ છે. જો તમે એમ કરશો તો, તમને અમુલ્ય મુક્તહાર અમો આપીશું.

દાસીએ કહ્યું કે—તે સઘળું તમારૂં કહેવું ઠીક છે, પરંતુ પછી હાર આપવાનું કહો છો તે પ્રથમ આપો તો કાર્ય સિદ્ધજ થયુંજ સમજજો, તે સાંભળી પંડિતોએ તેજ વખતે મોતીનો હાર આપ્યો અને પોતાને સ્થાનકે ગયા. અહા! ગરજ સાકરથી પણ ગળી છે; !

તદનંતર દાસીએ વિચાર્યું કે બુદ્ધિવંત પુરૂષને શું અસાધ્ય ન બની શકે તેવું છે, અર્થાત્ પંડિત પુરૂષ ધારે તે કરી શકે!

એક સમય રાજા એકલા ઉંઘી ગયા હતા તે વખતે તંબોલ આપનારી દાસી પગ ચાંપતી હતી, તે ઉંઘ આવ્યાનો ડોળ કરી એક

બાજુએ કપટ નિંદ્રાવડે આંખ મીચી સુઇ ગઇ. થોડીવાર રાજાને જાગતા જાણી બોલી—'સખી મદનમાલિની ! પેલો દુરાત્મા કાલિદાસ દાસીનો વેષ લઇ અંતઃપુરમાં પેસી લીલાદેવીની સાથે રમણ કરે છે' રાજાએ આવું બોલવું સાંભળી વ્યાકુળ થઇ પુછ્યું કે અરે તરંગવતી જાગે છે કે નહી ? પેલીએ જાગતાં છતાં પણ જવાબ આપ્યો નહીં, તેથી રાજાએ વિચાર્યું કે—'આ તરંગવતી નિદ્રા વશ થઇ રહી છે અને વ્યસનના વશથી રાણીને દુરચેષ્ટાની વાત કહી કે, કાલિદાસ સ્રીનોવેશ ધારી અંતઃપુરમાં પેસી પટરાણીને ભોગવે છે, એમ પણ હોય કેમકે સ્રીના ચરિત્ર વિષે કાંઇ કળી શકાય નહી, તોપણ નકી કરવું જોઇએ

આ પ્રમાણે વિચાર કરી બીજે દીવસે કપટરૂપ તાવ લાવી માંદો થઇ સુતો અને દાસી દ્વારા કાલિદાસને બોલાવી પાસે બેસાડયો પુનઃતેજ રાણીને આજ્ઞા કરી કે લીલાદેવીને બોલાવી લાવ જ્યારે દાસી લીલાદેવીને બોલાવીલાવી ત્યારે રાજાએ કહ્યું કે, 'હે પ્રિયા આજે મારે અહીંયાંજ જમવું છે; માટે હાલ પથ્ય ભોજન લાવો ! તે સાંભળી ત્વરાએ લીલાદેવી ભાત અને મગની દાળ ચાંદીના થાળમાં પીરસી પ્રાણનાથ આગળ મુકયો તે વખતે રાજાએ કાલિદાસનો અભિપ્રાય જાણવા પુછ્યું કે

**सुद्गादाचीगदव्याली कविंद्रवितुषाकथम् ?**

હે મહાકવિ ! રોગને ખાઇ જનાર સાંપણીરૂપ આ મગની દાળ ફોતરા વગરની કેમ થઇ ?

તે સાંભળી કાલિદાસને રાણી સમીપમાં ઉભેલી છતાં ઉત્તર આપ્યો

**अंधोवल्लभसंयोगो जाताविगतकंचुली—२६ ॥**

ભાતરૂપી પતિના સંયોગથી મગનિ દાળે ફોતરાંરૂપી કંચુકી-કાંચળી ઉતારી મુકી છે.

આપદને સાંભળી લીલાદેવી, શાસ્ત્ર સ્વરૂપ–સરસ્તીની પેઠે સંમજતી હતી તેથી તેનો ભાવાર્થ સમજી જરા મ્હોં મલકાવી ઉભી રહી, તે જોઇ રાજાએ વિચાર્યું કે-' આને કાલિદાસ ઉપર અવશ્ય સ્નેહ છે; તેમ તરંગવતિએ જે નિદ્રામાં વાર્તા જણાવી હતી તે પણ સત્ય છે એમ પ્રમાણસહસિદ્ધ થાય છે કે–રાણી પાસે ઉભેલી છતાં પણ આવું ઉદાહરણ આપ્યું તેમ આની પણ મદહાસ્ય યુક્ત મુખમુદ્રા થઇ અહા! સ્રીના ચરિત્ર ની કોને ખબર પડે !'

ઘોડાના પેટમાં થતો અવાજ, વર્ષાદની ગર્જના, સ્રીનાં ચરિત્ર, પુરૂષનું ભાગ્ય, અવૃષ્ટિ અને અતિવૃષ્ટીનો ભવિષ્યને દેવ સરખા પણ જાણી શકતા નથી મનુષ્ય શી રીતે જાણી શકે ?

પછી ભોજરાજે મન સાથે વિચાર્યું કે–' ઘોર અપરાધી હોય છતાં બ્રાહ્મણ હોય તો તેને વધ કરવો નહીં; તેમ વળી કાલિદાસનો સરસ્વતિનો અવતાર છે; માટે વિશેષ કરીને એ વધ દાયક નથી પણ દેશપાર કરવો એ યોગ્ય છે. પછી કાલિદાસને કહ્યું કે–' હે કાલિદાસ આ દેશમાં કોઇ પણ પ્રકારે સર્વથા તમારે રહેવું નહી હવે બહુ કહેવાની જરૂર નથી તેમ ફરી એક શબ્દ પણ તમારે આ સંબંધમાં મને પુછવો પણ નહીં.

આવું ભોજરાજાનું બોલવું સાંભળી કાલિદાસ પ્રણામ કરી શિઘ્રપણે ઉભો થઇ પોતાની વીલાસવતી વેશ્યાને ઘેર ગયો અને કહેવા લાગ્યો કે–' હે પ્રિયા મને અહીંથી જવાની આજ્ઞા આપો કેમકે મારા ઉપર ભોજરાજ કોપાયમાન થયો છે. તેથી દેશપાર જવાનો હુકમ થયો છે, અહા! બહુજ ખેદની વારતા છે કે–વિધાત્રા ન થનાર વાર્તાને હોનહાર ઠરાવે છે અને હોનહાર વાર્તાને ન થનાર કરી દેછે જેનો પુરૂષ પણ પર વિચાર કરતો નથી તે વિધાત્રા ઉપજાવી દેછે પણ આ બધી ગડબડ પંડિતોનીજ ઉઠાવેલી છે એમ હું અનુમાનથી જાણી શકું છું!

કેમકે ઘણાં નબળાં પણ એક સંપ થાયતો તે પણ ભારે વિષમ થઇ પડે છે, જેમ ઘાસનું બનાવેલું દોરડું પણ મ્હોટા હાથીને બાંધી શકે છે તેનું કારણ એકે સંપ થયાનુજ છે.

આ પ્રમાણે કાલિદાસનું બોલવું સાંભળી વેશ્યા બોલી કે–' આ પ્રાણીનો તેજ પરમ મિત્ર કહેવાય કે—જેનો દેખવા માત્રથીજ સુખ કે દુઃખ હોય તે દર્પણના પ્રતિબિંબની પેઠે તુરતજ સંક્રાંત થાય; અર્થાત્ જે દુઃખ સુખનો સાથી હોય તેજ પરમ મિત્ર કહેવાય, માટે પ્રાણપતિ ! જ્યાં સુધી હું બેઠીછું ત્યાં સુધી તમારે એ રાજાનું તથા તેના આપેલા ધનનું પણ શું કામ છે ? તેમ રાજા પણ શું કરી શકે તેમ છે ? માટે નિડરપણે સુખ પૂર્વક આ ઘરના ભોયરામાં રહો, આવું વેશ્યાનું બોલવું સાંભળી કાલિદાસ ત્યાંજ રહ્યો અને સુખે દિવસ ગાળવા લાગ્યો.

અહીઆં ભોજરાજાની પાસેથી જેવો કાલિદાસ ગયો તેવીજ લીલાદેવી પૂછવા લાગી કે–' હે પ્રાણવલ્લભ ? આપને અને કાલીદાસને બહુજ મિત્રાઇ હતી છતાં આજે આ અનુચિત કાર્ય શા કારણને લીધે કર્યું કે, કાલીદાસને દેશમાં પણ ન રહેવા દીધો; જુવો કે—શેરડીના સાંઠાના મોઢાના આગળથી જેમ એકેકી કાતળીમાં વધારે રસ હોયછે તેજ પ્રમાણે સજ્જનોની મીત્રાઇ દિન પ્રતિદિન વિશેષ રસયુક્ત હોય છે અને દુર્જન પુરૂશોની મૈત્રી ઉલટી રીતે એટલે દિવસે દિવસે ઘટતી જાય છે વળી ગ્રંથકારોએ કહ્યું છે કે—શોક અને શતરૂ પીડામાં અથવા શોક રૂપી શતરૂથી રક્ષા કરનાર, પ્રીતી અને વીશ્વાસનું સ્થાન એવું જે 'મિત્ર, એવા બે અક્ષરના નામનું અમૂલ્ય રત્ન કોણે ઉત્પન્ન કર્યું છે તેને અનંત કોટી ધન્યવાદ છે !

આ પ્રમાણે લીલાદેવીનાં વેધક વાક્યો સાંભળી રાજા બોલ્યો કે—' હે દેવી ! કોઇએ મને કહ્યું કે—કાલીદાસ દાસી વેશે અંતઃપુરમાં

પેસી દેવી સાથે રમણુ કરેછે, મેં પણુ એ વાતનો નિશ્ચય કરવા કપટ જ્વરથી એની અને તમારી પરીક્ષા કરી તેમાં તું પાસે હતી; છતાં પણુ જે ઉતરાર્દ્ધ કહ્યું તે સાંભળી તેં હાસ્ય કર્યું એ વૃત્તાંતને જાણી બ્રાહ્મણુને મારવામાં પાપ માની દેશનીકાલ કર્યો અને તમે ચતુર છો તેમ સ્ત્રી હત્યાના પાપનો ભય તેથી તમને મારતો નથી. પણુ હવેથી અયોગ્ય આચરણુ આદરતાં નહીં.

રાજાનું આ પ્રમાણે બોલવું સાંભળી ખડખડ હસી પડી અને નિઃશંકપણે બોલી કે-'હે સ્વામીનાથ ! મનેજ ધન્ય છે કે, મારે આપ જેવા પતી છે; જો કે મારા સ્વભાવનો તમને પૂર્ણ અનુભવ થયો છે. છતાં મારૂ મન અન્ય પુરૂષ ઉપર શી રીતે આશકત થાય ! કારણુકે પતિનો ઉપયોગ કરવાનાં સમયમાં અન્ય સ્ત્રી આપ સરખા તેજસ્વી અને પ્રતાપશાળી મહન પુરૂશોની ભાવના દાખે છે છતાં શું હું મંદ ભાગ્યણી છું કે તે પતિને ત્યજી અન્યને ઇચ્છીશ ? હાય ? ઘણાજ ખેદની વાર્તા છે કે, તમો આજે મને પતિવ્રતા સતી બનાવ્યા વિના કિંવા અપતિ છું એમ સિદ્ધ કર્યા વીના અહીંથી પધરશો તો મારો પ્રાણુ નકી પરલોકમાં મોકલીશ !

તે સાંભળી રાજા બોલ્યો કે-'ઠીક છે' એમ કહી શેવકો પાસે એક કાળો નાગ અને લોખંડનો (લાલચોળ) કરેલો તપાવેલો ગોળો મંગાવી તૈયાર કરાવ્યા અને પોતે ધનુષ ઉપર બાણુ ચઢાવી સન્મુખ ઉભો, તે વખતે લીલાદેવી સ્નાન કરી માથે દિવ્ય ચુંદડી બાંધી કહેવા લાગી કે-હે રાજન ! શું આજ્ઞા છે ?' રાજાએ કહ્યું આ સાપને રમાડો અને લોખંડનો ગોળો અંજલીપુટમાં ધારણુ કરો જો અસતી જણાશે તો બાણુ તૈયારજ છે.

આવાં હૃદય ભેદક વાકયો સાંભળી સુર્ય સન્મુખ હાથ જોડી બોલી કે—'હે જગતના ચક્ષુ ! તમો સર્વ કર્મના સાક્ષી છો; તમે સર્વ જાણો

હો તથા જાગ્રત સ્વપ્ન અને શુષુપ્તિના સમયમાં પણ જો ભોજરાજ એજ મારો પતી હોય અને અન્ય પુરુષ મારા ચિંતવન વિષે પણ આવેલા ન હોય તો આપ મારા નિયમને સત્ય કરી બતાવો.

આ પ્રકારે કહી દીવ્યત્રય કરતી અર્થાત્ સર્પે ડંક માર્યો નહીં અગ્નિથી દગ્ધ થઇ નહીં અને બાણ સ્પર્શ કરવા સમર્થ થયું નહીં એ પ્રકારે શુદ્ધ-નીષ્કલંક બની જોઇ રાજા લજ્જાયમાન થઇ નીચું મસ્તક કરી પશ્ચાતાપ કરતો કહેવા લાગ્યો કે-હે દેવી આ પાપીષ્ટાત્મા પ્રત્યે ક્ષમા કરો !' એટલું બોલી નીરૂત્તર થયો અને ખાવું પીવું બોલવું સુવું વગેરે ત્યજી કેવળ ઉદ્વેગ પામી બેસી રહ્યો અને નીરંતર પશ્ચાતાપ કરતો કે—અહો ! મેં શું કર્યું ! મને લાજ નથી ! મારા ડહાપણમાં ધુળ પડી ! મારૂં ગાંભિર્ય નકામું ! ચતુરાઇ ચુલે પડી ! હા પ્રિયા ! મેં તને શું વચન પ્રહાર કર્યો ! હે સુકવિ ! વિદ્ધદ્વર્ય કાલીદાસ ! મેં તમને શું શું ન કહેવાનાં વચનો કહ્યાં ! અરેરે વગર વિચાર્યે અઘટિત આળ મુક્યું ! હાય દૈવે મારી ખરી ચીજ ચોરી લીધી એ પ્રકારે બોલતો અશ્રુપાત કરતો જેમ ભૂત વળગ્યુ હોય અથવા બીન્હો હોય તેવી દશામાં ઉદ્વિગ્ન બની વિલાપ કરતો પ્રિયા સન્મુખ જોઇ કંપતો દિવસ ગુજારવા લાગ્યો તે જોઈ લીલાદેવી સુંદર વિણાના મોહનનાદવડે અને અનેક હાવ ભાવ તથા હાસ્યવિનોદ વડે ભાનમાં લાવી પોતાના કાર્યમાં તત્પર કર્યો, પણ કાલિદાસ વિના સભા સુન્ય ભાસવા લાગી કાવ્યના વિનોદ બંધ પડી ગયા સુંદર સૃંગારાદિ રસોનો સ્વાદ પણ વિલય પામ્યો. તેથી રાજા વિશેષ અસ્વસ્થ ચિતે રહેતો હતો.

એક સમય પૂર્ણિમાની રાત્રિમાં ચંદ્રમંડળને જોતો લિલાદેવીના મુખરૂપ ચંદ્ર તરફ નિહાળી કહેવા લાગ્યો કે,—

' तुलणंअणुअणुसरईग्लौशोमुहचंदस्साखुऐद्गाये '

આ ચંદ્રમા લીલાદેવીના મુખરૂપ ચંદ્રની તુલ્નાની પાછળ પાછળ અનુસરતા આવે છે; અર્થાત્ આ રાણી મુખચંદ્રની નિશ્ચય બરાબરી કરવા લાયક ચંદ્રમા છે !

આ પ્રમાણે પૂર્વાર્દ્ધ રચ્યું. રાત્રિ વ્યતીત થયે પ્રાતઃકાળે પોતાનું નિત્યકર્મ કરી સભામાં જઇ પંડિતો સમક્ષ બોલ્યો કે—' હે કવીજનો 'तुळणंअणुअणुसरइग्लैसोमुहचंदस्सखुपइाये ' આ સમસ્યાને પૂર્ણ કરો અને જો આ સમસ્યાને પૂર્ણ ન કરી શકો તો મારા દેશમાંથી નીકળી જાઓ આ પ્રમાણે ભોજરાજાનું બોલવું સાંભળી ભયભીત બની પંડિતો પોત પોતાને ઘેરે ગયા અને સર્વ જણાઓ ઘણા વખત સુધી તે સમસ્યાને પૂર્ણ કરવા વિચાર ચલાવ્યો; પરંતુ તેનો તત્વ કોઇ સમજવા પામ્યા નહી; અર્થાત્ તે સમસ્યાના અર્થ સાથે પુરતી કરવી તે અર્થમાં સંગીત સ્ફુરાયમાન થતી નથી પછી સર્વ જણાએ વળી વિચાર કરી બાણ પંડિતને રાજા પાસે મોકલ્યો અને બાણ રાજા પ્રત્યે વીનવવા લાગ્યો કે—હે દેવ ! સર્વ પંડિતોએ એકમત થઇ મને આપ પાસે મોકલ્યો છે તે એટલાજ માટે કે આઠ દિવસની એ અવધિ આપો નવમે દિવસે સમસ્યા પૂર્ણ કરશું નહિ તો, આપના રાજ્યમાંથી નીકળી જઇશું.

રાજાએ તે વાર્તા અંગિકાર કરી. બાણે સંદેશો કવીઓને સંભળાવ્યો અને સહુ સહુ ને ઘેર ગયા. આઠ દિવસ જતાં કેટલીવાર ! મુદત તો વીતી ગઇ સમસ્યા પૂર્ણ કરવાને શક્તિમાન થયા નહિ, આઠમા દિવસની રાત્રિએ સર્વ જણ એકઠા થઇ બેઠા તે સમય બાણે કહ્યું કે ' અહા ! જવાનીના મદથી, રાજસન્માનના મદથી, અને કાંઇક વિદ્યાભ્યાસ કરેલા તે મદથી કાલિદાસને કહાડી મૂકાવ્યો, પરંતુ એ સમય તમોને એ વિચાર ન આવ્યો કે; જ્યાં સાધારણ વિદ્વાનો હોય ત્યાં આપણે કવિ છીએ પણ વિષમસ્થાનમાં તો એક કાલિદાસજ કવિ છે તેને દેશપાર કરાવ્યો તેથી શું મોટાઇ પામ્યા ? જો કાલિદાસજ વિદ્યમાન હોત તો દેશપાર થવાની દશા આવત નહી માટે એને ખસેડવા જેજે કુતર્કો કર્યા હતા તેનું ફળ હવે સર્વે ભોગવો ! કહ્યું છે કે–એક સાધારણ બ્રાહ્મણોનો પણ દ્વેષ કરવાથી કુળનો નાશ થાય છે ત્યારે કાલિ-

દાસ કવિતો સાક્ષાત્ પાર્વતિ સ્વરૂપજ છે તેનો દ્વેષ કરવાથી કવીકુળનો નાશ થાય તેમાં નવાઇ શી ? અર્થાત્ જે પ્રશંસા કરવા લાયક છે તેની ઇર્ષા-દ્વેષ કરવાથી નાશ પામેછેજ !, આવાં બાણુનાં બાણુ સમાન વચન સાંભળી સર્વ કવિ આકુલ વ્યાકુલ થયા અને મયુરાદિ સર્વ કવીયો કલેશ નિવારણ કરી બોલ્યા કે, ભાઇ હવે વાત જવા દઇએ વિચારવાની જરૂર છે કે, અવધિ આજે પૂર્ણ થઇ ગઇ છે માટે હવે છ પાંચ ગણવાનો વિચાર ચલાવો; કેમકે કાલીદાસ વીના સમશ્યા પૂર્ણ થનારજ નથી કહ્યું કે યોદ્ધાઓની રણક્ષેત્રમાં અને દાવયોની કવીમંડળમાં જીત અથવા હાર માત્ર બે ઘડીમાંજ જણાઇ આવેછે. માટે જો તમારી સંમતી હોયતો આજે અર્દ્ધ રાત્રીએ ચંદ્રોદય થાય તે વખતે પોતપોતાનો સર સમાન સંકેલી છાનામાના રસ્તો માપી જઇએ, જો નહી જઇએ તો પ્રાતઃકાળે રાજાના રાજ મનુષ્યો—સીપાઇઓ આવી બૈરાં બાળકો સહીત આપણને નગરાઇથી બ્હાર કહાડશે; તે વખતે માલમત્તા ન લઇ જવા દેતાં એકલા શરીરને લઇ જવું પડશે. તે માટેજ આજ રાત્રીએ જવું એજ ઠીક છે. એ નીશ્ચય ઉપર આવી સર્વ પોત પોતાના સ્થાનકે ગયા અને ગાડીઓમાં સામાન ભરી બળદ જોડી માર્ગે શરૂ થયા. રસ્તે જતા તે પંડીતોની વાતચીતમાં અને ગાડાં વીગેરેનો અવાજ સાંભળી વીલાસવતી સાથે બગીચામાં નીવાસ કરેલા કાલિદાસે વિલાસવતીને જણાવ્યું કે—'હે પ્રિયે ! જોતો ખરી આ બધા માણુસો ગાડાઓમાં જાણે ઉચાળો ભરી જતા હોય તેમ લાગેછે, તેમ મને તો તે બ્રહ્મણો જેવા લાગે છે માટે તપાસ કરો કે, તેઓ કોણ છે ? આ પ્રમાણે આજ્ઞા થવાથી વીલાસવતી જઇને જોવા લાગી તો તે રસ્તે જતા વટેમાર્ગુઓનું સંભાષણ સાંભળ્યું કે—' એક રાજહંસથી સરોવરની જે શોભા હોય છે તેવી તે રાજહંસ વિના ચારે તરફ વસતાં હજારો બગલાઓથી પણ થઇ સકતી નથી. આ પ્રમાણે વાકયો બોલતા બાણ મયુર અને માહેશ્વરાદ પંડિતોને જતા

જોઇ વિલાસવતિ પાછી આવી કાલિદાસ પ્રત્યે સર્વ વૃત્તાંત જણાવ્યો તેથી કાલિદાસ કહેવા લાગ્યો કે–' હે પ્રીયે ! મારાં વસ્ત્રો જલદીથી લાવો કે, હું એ નાસતા બ્રાહ્મણોનું રક્ષણ કરૂં કહ્યુ છે કે—જેનાથી પંડિતોની અરે ? આર્ય જનોની રક્ષા ન થઇ શકે તે પૌરૂષ–બળ પણ શા કામનું ! જેણે અભ્યાગતને ધન ન આપ્યું તો તે ધન પણ શા કામનું ! જે પોતાનું હીત કરનારી ન થઇ તે ક્રીયા પણ શા કામની અને સાધુજનો સાથે વિરોધ કરનારૂં મન પણ શા કામનું !

આ પ્રમાણે બોલતો તુરત કપડાં પહેરી ચારણનો વેશ ધરી હાથમાં ખડગ ઝાલી અર્દ્ધો ગાઉ આગળ જઇ તેમના જવાના રસ્તામાંજ સામો આવ્યો. સરવને જોઇ જય એવો આશીરવાદ દઇ ચારણી ભાષાથી પુછવા લાગ્યો—અહો ! વિદ્યા સાગરો ! શ્રી ભોજ સભા આભુષણો ! બૃહસ્પતિના સમાન મહત્વ પામનારા આપ સરવે એકઠા થઇ ક્યાં જાઓ છો ? આપ કુશળ છો અને ભોજરાજ પણ કુશળ છે? આ પ્રમાણે બોલી પછી કહેવા લાગ્યો કે હું ધનની લાલચે ભોજરાજાનાં દરસન કરવા કાસીથી આવ્યો છું.

આવું ચારણનું બોલવું સાંભળી કોઇ ટીંખળી પંડિત બોલી ઉઠયો કે–હે ચારણ ! તમે પછીથી પણ જાણવાના છો તો પ્રથમ જણાવવું તેજ ઠીક છે–ભોજરાજે આ સમસ્ત પંડિતોને એક સમસ્યા પૂર્ણ કરવાને કહી, પણ પૂરી થઇ શકી નહી. તેથી રાજ્યકોપના ભયથી અન્ય દેશાંતરે જઇએ છીએ. આવું પંડિતનું બોલવું સાંભળી કાલિદાસે પૂછયું કે—તે સમસ્યા શી હતી ! એવો પ્રશ્ન સાંભળી તેણે જણાવ્યું કે—

'तुलणं अणु अणुसरइ ग्लोसो मुहचंदस्सखुणदाये'

ચારણે જણાવ્યું કે, ઠીક છે 'ચંદ્રમાના પૂર્ણ મંડળને જોઇ રાજાએ આ ગુઢ અર્થવાળી સમસ્યા કહેલી છે તેનો આ પ્રમાણે ઉત્તર આપવો યોગ્ય છે કે,

'अणुइदि वणयदिकहअणुक्किदितस्सपडिपदीचंदस्से' ३७

આ પ્રમાણે ચારણનું બોલવું સાંભળી સર્વે પંડીતો વિસ્મિત થઇ ગયા એટલામાં કાલિદાસ સર્વને નમસ્કાર કરી ચાલી નીકળ્યો. ચારણના ગયા પછી સર્વે વિચારવા લાગ્યા કે–અહો ! આ પુરૂષ તો સાક્ષાત કોઇ સરસ્વતિનો અવતાર આપણા રક્ષણાર્થે આવી પહોંચ્યો; પરંતુ આપણે તેને ઓળખી શકયા નહીં. હશે પણ હવે ઝટ પાછા ફરો અને મનકામના સિદ્ધ કરો, કેમકે આપણને નીકળતાં કોઇએ દીઠા નથી માટે ચુપચાપ પાછા સહુ સહુના મકાનમાં જઇ આનંદ કરીએ એમ વિચારી સર્વ પાછા ફરી ઘેર ગયા અને સરસામાન પાછો હતો તેમ ઘરમાં ગોઠવી દીધો. પછી વિચાર ગોઠવ્યો કે 'આપણે સવારે રાજસભામાં જવું અને બાણને જેમ યોગ્ય લાગશે તેમ ઉત્તર આપશે જો તેમ નહીં કરીએ, તો વખતે તે ચારણ આવી સમસ્યા પૂરી કરી બતાવશે તો તમારૂં કલ્યાણ થઇજ રહ્યું. એવો ઠરાવ કરી પ્રભાતે નિત્યકર્મ કરી રાજસભામાં જઇ " સ્વસ્તિ " શબ્દ કહી યોગ્યાસને બેઠા પછી બાણે કહ્યું કે–હે દેવ! આપ સર્વજ્ઞ છો આપ જે પૂછો છો તેતો ઇશ્વરજ જાણી શકે છે અમે પેટભરા બ્રાહ્મણો શી રીતે જાણી શકીએ તોપણ કહીએ છીએ કે—

तुलणंअणुसरइक्कोसोमुहचंदस्सखुएदाये॥
अणुइदिवणयदिकहअणुक्किदितस्शपडिपदिचंदस्स ॥

આ રાણીના મુખચંદ્રમાની નિશ્ચય ચંદ્રમા બરોબરી કરવા લાયક છે, એમ કેમ કહી શકાય; કેમકે પૂનમ પછી પડવાના ચંદ્રમાની અને તે મુખચંદ્રની બરાબરી શી રીતે થઇ શકે ? અર્થાત્ પૂનમ પછી પડવાના દિવસે ચંદ્રમાની કળા ક્ષીણ થતી જાય છે અને મુખચંદ્રતો સર્વદા સંપૂર્ણ ચંદ્રમાની તુલ્ય છે અને પડવાનો ચંદ્રમા એકજ કળાવાળો રહે છે તો પછી બરાબર કરી શકે છે એમ કહી શકાય ?।

આ પ્રમાણે પોતાના અભિપ્રાય પ્રમાણેજ સંપૂર્ણ સમસ્યા સાંભળી વિચારમાં પડયો કે–' આ કૃતિ પંડિતોની નથી પણ કાલિદાસનીજ

છે, માટે અનુમાન થાય છે કે અહીંથી નજીકમાં ગુપ્ત રીતે રહેલો કાલિદાસ હોવોજ જોઇએ, ઉપાય કરીએ પ્રાપ્ત થાય એમ વીચારી બાણને પાંચ લાખ રૂપૈયા આપ્યા અને બીજાઓને વચન માત્રથી સંતોષીત કર્યા તદનંતર સર્વ પંડીતો પોતપોતાને સ્થાનકે ગયા; જ્યારે વીદ્વાન મંડળ ચાલ્યું ગયું ત્યારે દ્વારપાળને આજ્ઞા કરી કે જો કોઇ બ્રાહ્મણ આવે તો તેને મારી પાસે લેઈ આવજો.

રાજા તો જાણતોજ હતો કે એકને દ્રવ્ય આપી સંતોષ્યો છે, તેથી બીજા બ્રાહ્મણો તે માટે દ્વેષ કરશે એટલે તત્વ શું છે ? તે જણાઇ આવશે.

જ્યારે બાણ સઘળું દ્રવ્ય લઇ પોતાને ઘેર ગયો એટલે પાંચ છ પંડીતો ભેગા થઇ બોલ્યા કે–'બાણે ઠીક કર્યું નહીં; કેમકે આપણે બધા જે કારણ માટે આ નગર છોડી ચાલ્યા હતા, તેજ માટે બાણે પણ છોડયું હતું પણ ચારણ મળ્યો તો આટલું ધન પ્રાપ્ત થયું એમાં બાણે શી બહાદુરી કરી હતી માટે ચાલો રાજા પાસે અને સઘળી હકીકત નિવેદ કરીએ કે, જેથી બીજો પણ તે પ્રમાણે અન્યાય કરી શકે નહી' એમ વિચારી રાજદ્વારે આવ્યા અને દ્વારપાળ તેમને લઇ રાજા પાસે આવ્યો. પંડિતોએ સઘળી વાર્તા કહી સંભળાવી, તેથી રાજા વિચારવા લાગ્યો કે 'સર્વ પ્રકારની મારા ભયને લીધે કાલિદાસ ચારણનો વેષ લઇ મારા નગરમાં વસે છે' પછી શેવકોને આજ્ઞા આપી કે ઘોડા પલણો, પોતે ક્રીડોદ્યાન પ્રયાણનો પડહ કરાવ્યો કે–રાજા દેવપુજા માટે અત્યારેજ ઉદ્યાનમાં જાય છે, આ પ્રમાણે ઢંઢેરો થયો સાંભળી વ્યાકુળ થયેલા સમસ્ત યોદ્ધાઓ એકઠા થઇ મહારાજાની સંગાથે ચાલ્યા. મહારાજા પણ તે પંડિતોને સાથે લઇ જ્યાં રાત્રિએ ચારણની ભેટ થઇ હતી, તે જગ્યાએ જઇ પહોંચ્યા અને પગી લોકોને બોલાવી કહ્યું કે–'આ રસ્તે રાત્રિએ કોઇ ગયુ છે? તેણાં પગલાં હજુ જણાય છે માટે તે જુવો અને તે પગલાવાળા મનુષ્યને શોધી લાવો' આ પ્રમાણે હુકમ સાંભળી ચતુર પગીઓ પગલાની ખોળ–શોધ ચલાવવા લાગ્યા. પછી રાજા પોતાના મંદિરે આવી પંડિતોને પુષ્કળ ધન આપી સંતોષી વિદાય કર્યા.

પગી લોકોએ પગલુ ખોળવા ઘણી મહેનત કરી, પણ તે પગલું, આગળ ચાલ્યું નહી તેથી ઉદાસ બની ગયા જ્યારે પાછો થોડો દિવસ

બાકી રહયો તે વખતે એક દાસી તુટેલા-ફાટેલા જોડા લઇ મોચીને ઘેર સંધાવવા આવી તેને જોઇ તે પગીઓ બહુજ રાજી થયા અને મોચીને હાથમાંથી કાંઇ બ્હાનું કરી જોડા હાથમાં લઇ રેતમાં દબાવી જોયા તો જે પગલાંની ખોળ કરતા હતા તેજ પગનાં જોડાં જોઇ આનંદ પામ્યા જ્યારે દાસી ત્યાંથી જોડે સંધાવી ચાલી ત્યારે ધીરેધીરે તેની પાછળ ચાલ્યા કે દાસીને વેસ્યાના ઘરમાં પેસતી દીઠી, તેથી તે ઘરને ઘેરી બેઠા તદનતર મહારાજાને પગલું મળ્યાની ખબર પહોંચાડવી, તેથી ભોજરાજ, શહેરના સુજ્ઞજનો અને મંત્રિઓ સહિત પગે ચાલતો વિલાસવતિને ઘેર ગયો, તે વૃતાંતથી કાલિદાસ વાકેફ થઇ વિલાસવતિ પ્રત્યે કહેવા લાગ્યો કે 'હે પ્રીયે ! મારે માટે તને કેવું કષ્ટ પ્રાપ્ત થયું ?'

તે સાંભળી વિલાસવતિ બોલી કે 'હે શ્રેષ્ટ કવીરાજ ! સામાનાં અંતઃકરણનો પૂર્ણભાવ તે તો માણસને માથે સંકટ આવી પડે ત્યારેજ પરખાય છે, જ્યાં સુધી મહા વાયુ વયનકી ત્યાં સુધી રૂનાં ઢગલાનું અને પર્વતનું અંતર આવતું નથી; અર્થાત્ જ્યાં સુધી ઝપાટાબંધ પવન ન વાય ત્યાં સુધી તે રૂનો ઢગલો પણ પર્વત જેવોજ દેખાય, પણ પવનની ઝાપટ ચાલી કે રૂ ઉડી જાય અને પર્વત ટકી રહે. તેમજ મિત્ર, સ્વજન, બાંધવ, બુદ્ધિ, દ્રવ્ય અને આત્મા એ સર્વનો સાર માણસ માત્ર વિપત્તિરૂપી કસોટીને પથરે તેમને ચઢાવવાથી-કસવાથી જાણી શકે છે; અર્થાત્ એટલાંની કસોટી વિપત્તના વખતેજ ખરાખોટાની થઇ આવે છે. માગ્યા વિના જેમ પ્રાણિમાત્રને દુઃખ આવી પડે છે તેમજ સુખ પણ કેમ નહીં આવે ? ફેર એટલોજ છે કે માણસો માત્ર દીનતા કરીને હલકાં પડે છે કવિશેખર ! જો વચનો વડે કરીને પણ રાજા આપનું અપમાન કરશે તો, દાસી સમૂહ સહીત હું બળી મરીશ; પરંતુ આપને અડચણ થયેલી જોઇ હું પ્રાણ વ્હાલો કરીશ નહીં ! તે સાંભળી કાલિદાસ બોલ્યો કે-ધન્ય છે પ્રીયા તારા સાચા સ્નેહને ! વ્હાલી એક વારતો ખડગ ખેંચી ભોજરાજ આવ્યો હશે; તદપિ મારૂં મુખ જોશે કે તુરત હસતો પગે પડશે; માટે એવું માનવાનું કાંઇ કારણ નથી. પછી મુખ્ય પંડતો મંત્રીઓ અને નગર વાસીઓ સમેત શ્રીભોજ વિલાસવતિના ઘરમાં પેઠો અને કાલીદાસને દેખતાંજ ! તેને ભેટી પડી ચરણમાં પડયો

અને કહેવા લાગ્યો કે-'હે કવીરાજ ! ચાલતાં ઉભા, રહેતાં, જાગતાં કે ઉંઘતાં, કોઇ સમય પણ મારૂં મન તમારા વિના રહ્યું નથી અર્થાત્ નીરંતર સમય સમ યાદ આવતા હતા.

આ પ્રમાણે ભોજરાજાનાં વચનો સાંભળી કાલિદાસ લજ્જાયમાન થઇ નીચું મોઢું કરી ઉભો રહયો ત્યારે રાજા તેનું મોં ઉંચું કરી કહેવા લાગ્યો કે "હે કળાઓના સ્થાન કાલિદાસ ! રાજમાર્ગે જતાં કદાપી ઇંદ્ર અથડાઇ પડે અર્થાત્ રસ્તામાં ચાલતો હું દાસની માફક અહીયાં આવ્યો તો તેમાં બીજાને શી લાજ છે, એટલે મેં તિરસ્કાર કરી દેશ વટો દીધેલો તેજ હું પગે ચાલતો દાસની માફક અહી આવી ભેટી પડયો તેમાં હું શરમાતો નથી તો તું શા માટે શરમાય છે? હું તો આ વિલાસવતિને ધન્ય માનું છું કે—જેણે પોતના ગુણથી કાલિદાસને પાંજરામાં પક્ષી રાખે તેમ બાંધી રાખ્યો ! એમ કહેતાં કાલિદાસની આંખમાથી હર્ષાશ્રુનીધારા ચાલી તે ભોજરાજ પોતાના હાથે લુછી નાંખી. તદનંતર કાલિદાસના મળવાથી પ્રસન્ન થયેલા ભોજરાજે વિપ્રોને પુષ્કળ ધન દક્ષિણામાં આપ્યું અને વિલાસવતિને ૧૦૦ ઉત્તમ પ્રકારના ઘોડાઓ આપ્યા. પછી પોતાના ઘોડા ઉપર બેસાડીને બંદી ચારણાદિથી સ્તુતી કરતા કાલિદાસને પ્રેમપુરઃસર પોતાના મંદિરે લેઇ ગયો.

વાર્તાનો સાર એ છે કે-મોટા લોકોનાં મન સંશક હોય છે માટે તેઓના આગળ યથાર્થ વાર્તા કે, ગુણ હુન્નર બનાવવો નહીં. બીજો એ સાર લેવાનો છે કે, એક એકના મનમાં ઉત્પન્ન થયેલી શંકાઓનું રૂબરૂમાં સ્પષ્ટિકરણ કરાય નહીતો, મહા અનર્થના કારણો બને છે માટે ઉપજેલી શંકાઓનુ રૂબરૂમાં સમાધન કરવું. ત્રીજો સાર એ લેવાનો છે કે, પોતાના પ્રાણુની દરકાર ન કરતાં રાજાના હુકમને પવનમાં ઉડાવી દઇ પોતાના યારને વીપત્તિ વખતે મદદ આપી ! ધન્ય છે એવી વારાંગનાઓને વળી આ વાર્તા ઉપરથી પતીવ્રતાની મહત્તા મિત્રધર્મની રીતી અને કસોટી મહાન પુરુષોની પારકાનુ બુરૂં કરતાં પોતાનુંજ બુરૂં થવું દુશ્મનો પ્રત્યે દયા બતાવનાર કુલીન અને ગુણગ્રાહી રસજ્ઞ તથા પોતાના અવીચરી કૃત્યનો પશ્ચાતાપ કરનાર નરરત્નની વીખ્યતી વગેરે વગેરે સાર સમજવાના છે.

---

શ્રી વિશ્વનાથ પ્રસન્નોસ્તુ !

શ્રી

# ભોજ અને કાલિદાસ

## એઓની

### અપુર્વ આનંદ સાથે સુબોધ આપનારી

વાર્ત્તાઓનો

## ભાગ પાંચમો.

---

### વારતા ૨૨ મી.

---

#### વિદ્વાનના વચનનો ભાવ સમજવોજ વિકટ છે.

એક સમય ભોજરાજે પંડિતજનોને પૂછયું કે-"બારમાંથી બે જાયતો શું રહે ? તે સાંભળી કેટલાકે કહ્યું કે દશ રહે, કેટલાકે કહ્યું એક રહે પછી કાલિદાસ સામું ભોજરાજે જોયું ત્યારે બોલ્યો કે-"બારમાંથી બે જાય ત્યારે કશું ન રહે અર્થાત બાર મહીનામાંથી અષાઢ અને ભાદ્રવો બે કોરા જાય [એ]ટવા બગડે તો બધા માસ બગડે અને કાંઇ રહે નહી અર્થાત્ કાળ પડે. આ પ્રમાણે કાલિદાસનું બોલવું સાંભળી રાજા અતિ આનંદ પામ્યો.

વાર્તાનો સાર એ છે કે, પ્રશ્ન કરનારના પ્રશ્નનો પુખ્ત વિચાર કરી યોગ્ય ઉત્તર આપવો કે, સર્વને માન્ય કર્યા વિના ચાલેજ નહીં.

## વારતા ૨૩ મી.

### હીરાની ખાણમાંથી હીરાજ નીપજે?

એક સમય ભોજરાજ કચેરી ભરી બેઠો હતો તે સમય એક ભરવાડે આવી જણાવ્યું કે 'ગરીબ પરવર! મારે ત્યાં એક ઘોડી અને એક ગાય છે તે પૈકી ઘોડીને વાછડું અને ગાયને વછેરૂં અવતરેલું કેવું કૌતુક!"

આ પ્રમાણે ભરવાડનું બોલવું સાંભળી ભોજરાજ સહ સર્વ સભાજનો અતિ વિસ્મય પામ્યા 'અરે આ તે કેવી ઇશ્વરની અલૌકિક લીલા! ભોજરાજે પૂછ્યું કે—' આ વાર્તા સાચી છે?' તે સાંભળી ભરવાડ બોલ્યો કે–'શિરછત્ર! આપને પ્રતીતિ ન થતી હોય તો, મારે ત્યાં પધારો એટલે નિઃસંદેહ થશો.

આ પ્રમાણે જ્યારે ભરવાડનું બોલવું સાંભળ્યું એટલે ભોજરાજ કાલિદાસને તેડી ભરવાડને ઘેર ગયો, અને ત્યાં જઇ જોયું તો, ગાયને વછેરૂં અને ઘોડીને વાછરડું ધાવતું હતું, તેથી અતિ આશ્ચર્ય પામી ભોજરાજે કાલિદાસ પ્રત્યે પ્રશ્ન કર્યો કે—'હે સુકવે! આનું શું કારણ છે? તેનો પ્રતિ ઉત્તર આપો, આ પ્રમાણે રાજાનું બોલવું સાંભળી કાલિદાસે કહ્યું કે એક માસની અંદર આનો પ્રત્યુત્તર આપીશ, એમ કહી પોતપોતાના સ્થાન પ્રત્યે ગયા; પણ કાલિદાસને ચેન પડે નહીં ખાવું પીવું કે સુવું તેને બિલકુલ નહોતું રૂચતું. એ પ્રમાણે ઉદાસ થઇ બેઠેલો તે વખતે પોતાની પુત્રી પ્રભાવતી જમવા બોલાવવા આવી, પરંતુ પિતાને

મહા શોકાબ્ધિમાં પડેલા જોઇ વિનવ્યું કે, હે તાત એવી શું ચિંતામાં પડયા છો ? તે મને યથાસ્થિત જણાવો.

તે સાંભળી કાલિદાસે જણુવ્યું કે—'હે વત્સ એનો ખુલાશો તારા આગળ કરવાથી કાંઇ મારો શોક નિવૃત્ત થઇ શકે તેમ નથી; તથાપિ તારો આગ્રહ છે તો સાંભળ ! એમ કહી સર્વ વીસ્મયકારી વૃત્તાંત કહી સંભળાવ્યું એટલે પ્રભાવતિ બોલી કે ! પિતાજી! એ વાર્તા બનવીજ અશક્ય છે; પરંતુ એમાં ભરવાડે કપટ ચતુરતા કેળવી છે જેથી એ વિષેની કિંચિત માત્ર પણ ચિંતા રાખશો નહીં, એનો ખુલાશો હું કરી આપીશ આપ જમવા પધારો જ્યારે આપ કાલે રાજ્યસભા વિષે જાઓ અને ભોજરાજ આ વિશે પુછે ત્યારે કહેવું જે—' હે નરવર એનો હું ખુલાસો આપુ એમાં તો વિશેષ આશ્ચર્ય નથી; પરંતુ મારી પુત્રીનો પાળેલો પોપટ આજથી ચોથે દિવસે ખુલાશો આપશે પછે જ્યારે મને બોલાવશે ત્યારે હું ક્ષણુવારમાં ખુલાશો આપી દઇશ.

બીજે દિવસે કાલિદાસે રાજાને પુછવાથી ઉપર પ્રમાણેજ કહ્યું તેથી રાજા અતિ વિસ્મય થયો હવે પ્રભાવતિએ પોતાના પાળેલા પોપટની પાંખો થોડી થોડી કાતરી નાંખી અને કાળા રંગથી રંગી કહાડયો તથા આંખો લાલ રંગની બનાવી દીધી તેમજ તેને જે શિખવવુ હતું તે પણ શીખવી દીધુ.

પછી ચોથે દિવસે રાજા પ્રાતઃવિધિ કરી જ્યારે કચેરીમાં આવ્યો ત્યારે કાલિદાસની પુત્રીને બોલાવવા સારૂ સુખપાલ મોકલી પ્રભાવતી પણ યોગ્ય સુંદર વસ્ત્રભૂષણો પરીધાન કરી પોપટનું પાંજરૂં લેઇ સુખપાલમાં બેસી કચેરીમાં આવી. તેને જોઇ રાજાએ તેને યોગ્ય આસન ઉપર સન્માન સહિત બેસાડી. રાજા વિચિત્ર રંગનો પોપટ જોઇને તે પ્રતે પુછવા લાગ્યો કે ' હે પક્ષીમાં શ્રેષ્ઠ શુક ! તારો કાંઠલો

લીલો અને ચાંચ લાલ હોવી જોઇએ છતાં અંગ કાળા વર્ણનું કેમ છે ? તે સાંભળી પોપટ બોલ્યો કે ' મહારાજ! સમુદ્રમાં મધ્યભાગમાં મારૂં રેહેઠાણુ છે ત્યાં એક સમય મોટો દાવાનળ લાગ્યો તેની જ્વાળા લાગવાથી મારૂં આ અંગ દગ્ધ થઇ ગયું તેથી મારા શરીરનો રંગ કાળો દેખાય છે, ' આ પ્રમાણે પોપટનું વિચિત્ર પ્રકારનું બોલવું સાંભળી રાજાએ પુછ્યું કે ' હે દુરાચારી પંખ ? જુઠુ કેમ બોલે છે ? સમુદ્ર વચ્ચે દાવાનળ લાગવો કેવો ! અને જ્વાળા ફેલાણી એ શું? તે સાંભળી પોપટ બોલ્યો કે—'હે રાજન ઘોડીને વાછડું અને ગાયને વછેરૂ જેની રીતે પ્રસવ્યુ તેવી રીતે મારૂં શરીર પણ સમુદ્રમાં જ્વાળા લાગતાં દહન થઇ ગયું. આપ જાણો છો કે જેવો રાજા તેવી પ્રજા હોયછે, જો કે, ભરવાડે જન્મ થતાં વેંતજ એક એકનાં બચ્ચાં અદલ બદલ કરી મુક્યાં તેથી એમને એજ પ્રમાણે આદત પડી કે જેવાં ખીલેથી છોડે કે તુરત વાછડું ઘોડીને અને વછેરૂ ગાયને જઇ ધાવવા વળગી પડે તેમાં પણ આપ આશ્ચર્ય માની કવિરાજ પાછેથી પ્રત્યુત્તર મેળવવા ઇચ્છા જણાવી ત્યારે તેવોજ ઉત્તર આપવો પડે !' આ પ્રમાણે પોપટનું બોલવું સાંભળી ભરવાડને ધમકી આપી પુછયું તો, પોપટના કહેવા પ્રમાણેજ વ્યવસ્થા કરેલી નીકળી તેથી રાજા ઘણો ખુશી થયો અને કવિરાજની પુત્રીને અમુલ્ય હીરાનો હાર આપી પોપટને સાબાસી આપી સંતોષી વિદાય કર્યાં.

વાર્તાનો સાર એજ કે, પંડિતોનાં છોકરાં પણ કેવાં બુદ્ધિશાળી હોય છે કે ગુપ્ત કપટના ભેદને પણ જાહેરમાં લાવી આપે છે; માટે તુકમે તાસીર અને સોબતે અસર થાય છે, એમાં જરા સંદેહ નથી.

# કોટન, કારડીંગ એન્ડ સ્પીનીંગ.

આમાં કોટન, જીન, મિક્સિંગ, વિલોમશીન, બેઇલબ્રેકર બ્રેોરૂમ એક્ઝોસ્ટમશીન લેપમશીન, રોડરકાર્ડ સ્ટ્રોઇંગ, ગ્રાઇન્ડીગ. કાડ ક્‌લોથીંગ, રીલીંગ, બન્ડ લીંગ યાર્ન ટેસીંગ મશીન, મ્યુલ સ્પનીંગ, વેસ અને ધટ વિગેરે ઉપર ઘણી સારી માહિતી સંખ્યા બંધ ચિત્રથી ભરપુર છે.

# પ્રેકટીકલ સાઇઝીંગ

## એન્ડ

# વીવીંગ કેલકયુલેશન.

આમાં સાઇઝીંગના વિષયો સારા સમજાવવામાં આવ્યા છે તેમજ વાઇન્ડીગ; વારપીંગ, સાઇઝીંગ, લુમ્સ વીગેરેના કેલકયુલેશન્સ ( હીસાબ ) તૈયાર આપેલા છે. યાર્ન ( સુતરના ) કલોથ (કપડાના) કેલકયુલેશન્સ પણ તૈયાર આપેલા છે. કિ. ૩॥ પોસ્ટેજ ૮ આના.

# વિવિંગ જોબરનો મદદગાર.

આમાં વિવિંગ ખાતાને લગતા દરેક મશીન જેવા કે વાઇન્ડીંગ, વોરપીંગ, સાઇઝીંગ, લુમ, ડોલી વિગેરેની ઘણી સારી માહેતી આપવામાં આવી છે. નકશીની કીનાર ઉપરથી કમરબોર્ડ કેમ બનાવવું તથા નકશીના નમુના તૈયાર આપેલા છે કિં. ૪॥ રૂ. પોસ્ટેજ ૮ આના.

# મીકેનીકલ ફોર્મ્યુલા પોકેટ બુક.

પાકા પુંઠાવાળી લગભગ ૪૦૦ પાનાની જેની અંદર એન્જીન બોઇલરને લગતા હીસાબની ફોર્મ્યુલાઓ તેના હીસાબ સાથે એન્જીન બોઇલરને લગતા એલીમેંટરી તથા બોલના સવાલ જવાબો લેટપર આંટા પાડવાની સમજ તેના ટેબલ સાથે, જીન સંબંધી ગમજ, તથા જરૂરી ટેબલોનો સમાવેશ કરવામાં આવ્યો છે. કીમત રૂા. ૨—૮—૦ પોસ્ટેજ ૮ આના જુદા.

## "સ્ટીમ એન્જીનીયર."

કર્તા રામચંદ્ર નરશી એમ. આઇ. એમ. ઇ.

એન્જીનીયરીંગ ધંધામા પડેલા એપ્રેન્ટીસો અને પરીક્ષામા જતા એન્જીનીયરોને ઉપયોગી થઇ પડેલું તેમજ બૉયલર એટેન્ડન્ટ માટે ઘણુંજ ઉપયોગી છે. કિં. રૂ. ૩॥ પોસ્ટેજ ૮ આના.

## પટેલ્સ એન્જીનીઅર્સ હૅન્ડ બુક.

### ( સુધારા તથા વધારા સાથે આવૃત્તિ બીજી ).

આ ચોપડીમાં ૧૭૦૦ સ. જ. તથા ૨૬૦ ડ્રોઇંગનો સમાવેશ કરેલો છે જેમાં બોઇલરને લગતા સ. જ. ( દરેક ભાગમાં ડ્રોઇંગ તથા સમજુતી સાથે ) સેલીનોમેટર અને સુપરહીટર, બોલ્ટ, સ્ટડ, સ્ક્રુ. નટ, ચાવી, કપ્લીંગ, સ્પરવ્હીલ, અને રીવેટનું માપ તથા ડ્રોઇંગ સાથે; પાઇપો ઉપર તથા વ્હીટવર્થની બોલ્ટ ઉપર આંટા પાડવાનું ડ્રોઇંગ; ઇન્જીનને લગતા સ. જ. (ડ્રાવીંગ તથા ગવરનીંગ મીકેનીઝમ, વાલ્વ, ગીયરીંગ અને કન્ડેન્સીગ અને એપેરેટસ—દરેક ભાગના ડ્રોઇંગ તથા સમજુતી સાથે ) છે. કીં. રૂ. ૫–૦–૦ પોસ્ટેજ ૮ આના.

## મીલ એન્જીનીયરીંગ.

મીલ એન્જીનીયરો, મીલ મેનેજરો અને મીલ માલેકો માટે ઘણું ઉપયોગી પુસ્તક ૩૪૦ ચિત્રો સાથે ફકીરજી એદલજી ભરૂચાકૃત કીં. રૂ. ૨૫ પોસ્ટેજ રૂ. ૨.

## ઓઇલ અને ગેસ એન્જીનો.

ફકીરજી એદલજી ભરૂચાકૃત અસંખ્ય ચિત્રો સાથે કીં. રૂ. ૬ પોસ્ટેજ ૧૨ આના.

## ઇલેકટ્રીક લાઇટ અને પાવર.

ફકીરજી એદલજી ભરૂચાકૃત ઘણી સારી માહીતીથી ભરપુર છે. કીં. રૂ. ૬ પોસ્ટેજ ૧૨ આના.

## ઓઇલ એન્જીન અને પમ્પ્સ.

આ પુસ્તક ખેતીવાડીને પાણી આપવાના પંપો, અનાજ દળવાની ઘંટીઓ, તેલની ઘાણીઓ, ડાંગર ખાંડવાનાં યંત્રો વિગેરે ધંધાદારોને ઘણું ઉપયોગી છે. આમાં એન્જીનની જુદી જુદી જાતો, બળતણ તરીકે વાપરતાં તેલ, ભારે તેલ, વચલા ગાળાનાં તેલ, ફ્યુએલ ઓઇલ એન્જીનોમાં શા માટે વપરાય છે કોશથી પાણી કાઢવાનો થતો ખર્ચ, પમ્પથી પાણી કાઢવાનો થતો ખર્ચ, સ્ટીમ અને ઓઇલ એન્જીનોના પાવરની સરખામણી, ઓઇલ એન્જીન અને પમ્પ પાછળ ચાલુમાં કરવો પડતો ખર્ચ, કેટલી શક્તિવાળા પમ્પો વાપરવા ફાયદાકારક છે; ડીપવેલ ( ઉંડા કુવા પમ્પ ચલાવવા જોઇતા હોર્સ પાવર અને તેમના સ ાકની હદ, પંમ્પના શકસનની હદ, પંમ્પના શકસનની હદ, ફુટના પંમ્પો સ્ટોનર બેસાડવા, ઓઇલ એન્જીનો, પંમ્પની હદ અને કિંમતો વીગેરે ઘણી ઉપયોગી માહેતીથી ભરપુર છે પાકું પુઠું કી. ૨ રૂ. પોસ્ટેજ ૬ આના.

## વિદ્યુત અને વિદ્યુત ઉત્પત્તિ ભાગ ૧ લા.

જળી સંબંધો બાબતો પ્રારંભથી જ સમજાવી છે, આના સાત પ્રકરણો છે તેમાં વિદ્યુતવાહક, અર્ધવાહક, સાધારણવાહક યાંત્રિકવિદ્યુત, વિજળીનો દબાણ એમ્પીઅર વ્હોલ્ટ, હોર્સપાવર વિદ્યુત ઘટ, બ્યાટરી, સેરીઝ, પ્યારેલેલ ઘટની સર્વ સાધારણ માહીતી, ડી. સી. કરન્ડ, એ સી. કરન્ટ શન્ટ, જનરેટર, આર્મેચર અને તે સંબંધી માહેતી, ફ્યુઝ અને સંબંધીની માહેતી વિગેરે માહીતીથી ભરપુર છે, વિશેષ સમજણ માટે ૭૨ ચિત્રની આકૃતીઓ આપી છે; કીં. ૧ા। રૂ. પોસ્ટેજ ૪ આના.